આ પ્રકૃતિ જે આપણી સાથે જન્મેલી છે અને જેનું બળ અસંખ્ય વર્ષો થયાં જામેલું છે એને આપણા નૈતિક સ્વાભાવથી પણ થોડાક સૈકાઓમાં હરાવી શકાય તેમ છે, એમ માનવું એ પણ મૂર્ખાઈ છે. મનુષ્યનો સ્વભાવ બદલવા માટે આપણે ઘણું કરવું પડશે. વાઘ અને વરુની જે વૃત્તિઓ આપણામાં ભરેલી છે અને ઊંડી વસેલી છે તેને ખંતપૂર્વક બદલવી પાડી અને સારી ટેવો પાડવી પડશે. આપણે અનાસક્તિથી કાર્યો કરવાં પડશે; આપણે અધમ સ્વાર્થને તિલાંજલિ આપવી પડશે. આપણે ગુજરાતનાં સાચાં સાધનો શોધવાં પડશે. આપણે સમાજને હાનિકારક ધંધાઓમાંથી નિવૃત્ત થવું પડશે. આપણે હિંસક સિપાહીગીરી અથવા લડાઈ માટે શસ્ત્રાદિ સરંજામ તૈયાર કરવાનાં કાર્યો કે ઉત્તેજક પીણાંઓ બનાવવાના ધંધાઓ તજવા પડશે. આપણે સારા બ્રાહ્મણ કે સારા જૈન કે સારા ક્રિશ્ચિયન કહેવડાવવા માટે Armament factoriesમાંથી 'ડિવિડન્ડ' ત્યજવાં પડશે અને આપણા 'સ્ટોક અને શેર'ના સટ્ટાથી આપણા અનેક ભાઈઓનું કલ્યાણ જોખમમાં નાખવાની મનોવૃત્તિથી અળગા રહેવું પડશે. એક કાર્યમાંથી બીજું કાર્ય કેટલું નુકસાનકારક પરિણામ લાવે છે એવી કાર્યની પરંપરાવાળા આ જગતને બરાબર સમજવું પડશે અને એના સિદ્ધાન્તો જીવનમાં ઊતારવા પડશે.

વળી આપણી ઉછરતી પ્રજા અને યુવાન માણસો પાસે એવા મહાપુરુષોનાં જીવન ચરિતો આપણે મૂકવાં પડશે કે જેઓએ અનાસક્તિથી અને બુદ્ધિયુક્ત સદાચરણથી પોતાનું જીવન ગાળ્યું હોય. નવીન યુગના સાચા મનુષ્યો આપણે તૈયાર કરવા પડશે. એમને તૈયાર કરવા માટે આપણા સાહિત્યકારોએ પણ પ્રત્યેક પક્ષથી નિરપેક્ષ રહીને મનુષ્ય જીવનનાં સુન્દર અને ભવ્ય ચિત્રો રચવાં જોઈશે. હજી સાહિત્યકારો જૂની ઘરેડમાં ચાલે છે; હજી એઓમાંથી ઘણાખરા અનાચારને આકર્ષક કરવામાં ગુંથાએલા છે; સદાચારમાં એમને નિર્બળતા જણાય છે. હજી યુદ્ધનું મૂલ્ય એમના ગ્રન્થોમાં અમૂલ્ય સ્થાન ધરાવે છે. આ મનુષ્યસમાજના કેળવણીકારોને આત્મકેળવણીની અથાગ જરૂર છે અને એમ કરીને જ તેઓ ભાવિ જગતને વિશેષ અહિંસક અને સત્યનિષ્ઠ બનાવી શકશે.

વળી, આપણા ડાહ્યા અને બુદ્ધિશાળી માણસો પણ યુદ્ધ એ કર્તવ્ય નથી જ, ન હોઈ શકે, એમ કર્તવ્ય વિષે પોતાનો નિર્ણય ભાગ્યે જ ઉચ્ચારે છે એ નહિ ચાલે. આ કારણથી કેટલાક વૈજ્ઞાનિકો અને કારીગરો દેશના રાજકર્તાઓને માનવ સમૂહનો સંહાર કરવાના કાર્યમાં ઉત્તેજન આપે છે અને વિદ્વાનો રાષ્ટ્રની પ્રતિષ્ઠાને નામે વિદ્વત્તાભર્યો જુઠાણાંઓ અને મોહક શબ્દજાળો બીછાવે છે. ભગવદ્‌ગીતાએ 'ધર્મયુદ્ધ' સિવાય અન્ય કોઈ પણ પ્રકારના યુદ્ધને સ્વીકાર્યું નથી.

યુદ્ધ અને હિંસામાંથી યુદ્ધ અને હિંસા જ જન્મે છે. આજસુધી વ્યક્તિઓએ અહિંસા જીવનમાં ઊતારી છે. આજ એક લઘુમતિ એને અમલમાં મૂકી રહી છે. પરંતુ જતે દહાડે ભાવિમાં બહુમતિ અહિંસાને અમલમાં મૂકે તે માટે આપણા જમાનાએ ભરપૂર પ્રયત્ન કરવાનો છે. અહિંસાધર્મનું ભાવિ આપણા સર્વના હાથમાં છે.*

卐

---

* પર્યુષણ વ્યાખ્યાનમાળાને અંગે આપેલું આ અપ્રસિદ્ધ વ્યાખ્યાન એમાંના કેટલાંક વિચારો વાચકોને રુચશે એમ વિચારી પ્રસિદ્ધ કરું છું. ર. મો. નિ.

## સોહાગ

નાથાલાલ દવે

[ રાગ : ખમાચની ઠુમરી      તાલ : દાદરા ]

વરસ વરસ વ્હાલભર્યાં નીર આજ, મેઘરાજ !
શ્રમિત શ્વાસ ઉરની ગંભીર આજ, મેઘરાજ !
વિરહાનલે તસ ધરણી
તારી આશાએ
જોતી અનિમિષ દિગંત ભણી;
તપ્ત ધરણી......
દૂર ઈશાને મીટ માંડી જોતી વાટ મેઘરાજ !....વરસ૦
વિજળી હાસ્ય મધુર હસે,
બની ઉન્મત્ત
પવન વને વને ધસે;
મધુર હસે.......
શ્યામ ગગન ગંભીર મંદ્ર ગાજે આજ, મેઘરાજ !...વરસ૦
વરસ વરસ બની ઉદાર,
સ્નિગ્ધ સલિલ
વરસ રે સહસ ધાર;
બની ઉદાર....
માણૂ ધરણી મિલનની સોહાગ રાત, મેઘરાજ !....વરસ૦
વરસ સજલ હે અષાઢ !
મુદિત ધરા
ઝીલે તારો સ્નેહગાઢ,
હે અષાઢ !....
મીંચી નયન, મન પ્રસન્ન, રાચે આજ, મેઘરાજ !
વરસ વરસ વ્હાલભર્યાં નીર આજ, મેઘરાજ !

❊

### પાનખર

ખર ખર પીળાં પાન ખરે છે,
વાયુના વંટોળ ચડે છે,
ધૂળી ધૂસર તરુ-જગ-નભ છે,
સૂકી પાનખરે:

ઉત્તરના સુસવતા વાયે
ઉપટ્યા જોબનરંગ હરાયે,
વસંત માટે સાજ સજાયે
સૂકી પાનખરે.

પ્રજારામ રાવળ

# પ્રભુનો પાડ

ગુલાબદાસ બ્રોકર

"**આ** તે પેલી 'ચંદા'." હૉસ્પિટલના ખાટલામાં પડેલ મિત્રની બાજુમાં સ્ટૂલ ઉપર દિનેશ બેસવા જતો હતો ત્યાં બહાર ગૅલેરીમાં ઊભેલી એક સ્ત્રી ઉપર તેની નજર પડી અને તે ગણગણ્યો.

હા. ત્યારે તો દિનેશને મન એ 'ચંદા' જ હતી ને ? કેટલાં વર્ષો આજે વીતી ગયાં એ વાતને ?

ત્યારે રજાઓ ગાળવા પોતાને ગામ ગયેલ દિનેશ રોજ સવારમાં દાતણ ચાવતો ચાવતો ખડકીની બારીમાં બેસી રહેતો. રાતની મૃત્યુ જેવી શાંતિ પછી સવારના પહોરમાં ગામમાં જાણે નવું ચેતન આવતું, જાણે આખી સૃષ્ટિ ચૈતન્યમય બની જતી. ઉલ્લાસમય દૃષ્ટિથી ચૈતન્યના એ સુંદર આવિર્ભાવને દિનેશ હંમેશાં નીરખી રહેતો. ઉષાએ પોતાના રંગને હજી આસમાનમાંથી પૂરેપૂરા ખેંચી ન લીધા હોય ત્યાં તો જાણે એ ઉષા સાથે હોડમાં ઊતરવા ન માગતી હોય તેવી રીતે વિધવિધ રંગની સાડીઓમાં સજ્જ થયેલ ગામની યુવતીઓ માથે ભાતીગર ઈંઢોણી અને ચળકતાં બેડાં લઈ પાણી ભરવા નીકળી પડી હોય; બાલસૂર્યનો સોનેરૂપેરગલ્પો તાપ એ સુંદરીસમૂહના પગે ઠેલાતી જતી, ઊંચકાતી જતી ધૂળને પણ સોનેરૂપે મઢી દેતો હોય; છાણાં વેચવા પર્વતોમાંથી ઊંટ લાદી લાદી નીકળી આવેલા રબારીઓના વિધવિધ અવાજોથી શેરીઓ ગાજતી હોય; સાંઢણીઓ ડોક ઊંચી કરી કરી માળે વસતી ગૃહિણીઓનું સૌંદર્ય જોઈ રહેવા જાણે તલસતી ન હોય તેમ આજુબાજુ જોતી જોતી મલપતી ચાલે ચાલી જતી હોય; આજુબાજુની ગલીઓમાં સવારના પહોરમાં પોતાનો ટોપલો ભરી લાવી બોર વેચનારા બૂમો પાડતા હોય: "બોર લ્યો કોઈ બોર, અણિયા ને મણિયા, સાકરિયા બોર, મીઠાં મીઠાં બોર, લ્યો......બોર......"

દિનેશ દાતણ ચાવતો ચાવતો આતુર નયને આ બધું જોઈ રહેતો. કોઈ કોઈવાર હાથમાં ચોપડીનાં પાનાં ફેરવતો તે ડેલીમાં બેઠો હોય ત્યારે પણ મોંમાં દાતણ અને હાથમાં ચોપડી એમ ને એમ રહી જતાં અને કૌતુકમય આસમાની આ સૌંદર્યને જોવામાં જ તેની દૃષ્ટિ રોકાઈ રહેતી. મુંબઈના દાપટીપમય સૌંદર્ય અને કોલાહલભરી ધમાલને જોયા અનુભવ્યા પછી આ તંદુરસ્તી નીગળતી પુરનારીઓ અને જીવનમય કોલાહલ તેને નવો જ રસ આપતાં, નવા જ કોઈ આનંદમાં મશગૂલ કરી દેતાં. તાજું પાંગરતું યૌવન અને ખીલતી જતી સૌંદર્યદૃષ્ટિ જિંદગીની શરૂઆતનાં વર્ષોમાં જોયેલાં એનાં એ જ દશ્યોને કોઈ નવીન સૌંદર્યે મઢી લેતાં.

દિનેશનું ઘર એક ગલીના મધ્ય ભાગમાં આવેલું હતું. એ ઘરની બરોબર સામે જ એક બીજી ગલી પથરાયેલી હતી. તેના ઘરની સામેની ગલી, અને પોતે જે ગલીમાં રહેતો હતો, એ ગલીનો આંતરાદો છેડો, ટાંકીએ જતા મોટા રસ્તા ઉપર જનારાઓને લઈ જતો. દિનેશના ઘરની દક્ષિણ બાજુથી આવતી પનિહારીઓ એના ઘરની સામેની ગલીમાં થઈ ટાંકીએ પહોંચતી; તેના ઘરની ઉત્તરે રહેનારી ઓઓ એ આંતરાદા નાકેથી ટાંકીએ પહોંચવાનું

પસંદ કરતી. ઉત્તર, દક્ષિણ, સામે, ત્રણે બાજુ દિનેશનું સુખ સૌંદર્યદર્શન કરતું રહેતું, દિનેશનું હૃદય એ દર્શને આનંદભારે લૂંબી રહેતું. સૌંદર્યની વણઝાર વહેતી જ રહેતી.

એ વણઝારને નિતનિત નીરખી રહેલી દિનેશની દૃષ્ટિ એક વાર એક પળ માટે એક જગ્યાએ ઠરી રહી.

એ દિવસે ઓતરાદી દિશામાં દિનેશના ઘરની સામેની બાજુના છઠ્ઠા કે સાતમા ઘરમાંથી એક યુવતી—કે હજી તો યૌવનના ઉંબરમાં ઊભી રહેલી મુગ્ધા—બહાર નીકળતી હતી. ગાગરબેડું ઓટલે મૂકીને ઘર બંધ કરવા તે ઊભી રહી. બારીને સાંકળ લગાવતાં લગાવતાં તેણે આજુબાજુ જોયું અને એ જ દિશામાં જોઈ રહેલ દિનેશની નજર સાથે એની નજર મળી! એક પળ માટે ચારે આંખો બંન્ને આંખોને જોઈ રહી. બીજી પળે તો પેલીએ ગાગરબેડું માથે ચડાવ્યું અને દિનેશ બીજી દિશામાંથી વહી આવતા પ્રવાહને જોઈ રહ્યો.

ઓતરાદે છેડેથી એ મુગ્ધા હંમેશની ટેવ પ્રમાણે ટાંકીએ ચાલી ગઈ.

પણ દિનેશ હરહંમેશ જે નિષ્પક્ષ ભાવે બધાને નીરખી રહેતો તેને બદલે પોતા તરફ કંઈક પક્ષપાતથી જોવાતું જાણે એ દિનેશને આમંત્રણ આપતી ગઈ.

પછી તો હરહંમેશ આમતેમ ફરતી દિનેશની દૃષ્ટિ વારંવાર એ ઘર સામે સ્થિર થઈ જતી. ઘરમાંથી બહાર નીકળી ઈંઢોણી ઉપર બન્ને વાસણને સ્થિર કરી મલપતી ચાલે ચાલી જતી એ યુવતી શેરીને નાકે પહોંચી ત્યાંથી ટાંકીની દિશામાં વળી ન જાય ત્યાં સુધી દિનેશ બીજું કશું જોઈ શકતો નહિ. અને એમાં પણ કોઈ કોઈવાર, કોઈવાર ઘરમાંથી નીકળતી વેળા તો કોઈવાર નાકે વળતી વેળા, એ યુવતીની નજર પણ પોતાને ધારી ધારીને નીરખી રહેલ દિનેશની નજર સાથે એક થઈ જતી ત્યારે તો અત્યાર સુધી કદિ પણ કાવ્યના શૃંગારથી ન અનુભવેલો આનંદ દિનેશ અનુભવી રહેતો.

દિવસ પર દિવસ જતા ગયા તેમ તેમ તેમની આ દૃષ્ટિની આપ-લે વધતી ગઈ. શરૂ શરૂમાં માત્ર અકસ્માતથી એકબીજાની સામે જોવાઈ ગયાનો એ લોકો ડોળ કરતાં એને બદલે ધીમે ધીમે અકસ્માતનું તત્ત્વ ઓછું થતું ગયું અને આતુરતાનું તત્ત્વ વધતું ગયું. મળતાંની સાથે જ દૃષ્ટિ પાછી ખેંચાઈ લેવાતી એને બદલે બેપાંચ પળ માટે સ્થિર આંખોથી એક બીજામાં ઓતપ્રોત થઈ જવા લાગી. સાહેલીઓનો સાથ મળે ત્યારે જ જવાનું વધારે પસંદ કરતી યુવતી ધીમે ધીમે એકલી એકલી જ જવું આવવું વધારે પ્રયોજવા લાગી. બધાં સામે નિષ્પક્ષ કુતૂહલની દૃષ્ટિ વાળતો દિનેશ ધીમે ધીમે સમગ્ર કુતૂહલ આ એક નારી-દેહ પ્રત્યે વાળતો થયો.

અને એ દેહ........ એ દેહમાં એવું અસામાન્ય કશું યે નહોતું. માત્ર પાંગરતું યૌવન જ હતું, પણ યૌવન જેવું અસામાન્ય બીજું કયું તત્ત્વ હોઈ શકે? ને એમાં પણ કાઠિયાવાડના નાનાં ગામના તંદુરસ્ત હવાપાણી અને કામકાજના વ્યાયામથી કસાયેલો દેહ! ધાટીલું મોં, અણિયાળું નાક અને તેજલી આંખો! અને આટલે દૂરથી પણ સ્પષ્ટ દેખાતું, ફુવારો ધસતો હોય એમ ઊજળાં ગાલ ઉપર ધસી આવતું લાલચોળ લોહી!

દિનેશ એ જોઈ મુગ્ધ બની રહેતો, આનંદિત બની જતો. પણ જ્યારે એક દિવસ પોતા સામે તાકી રહેલ દિનેશની નજર સાથે નજર મેળવી, માથે ગાગરબેડું ધીમે ધીમે સ્વસ્થતાથી, ચોકથી, ઓટલાનાં પગથિયાં ઉતરી ઓતરાદા છેડે જવાને બદલે એ યુવતી

દિનેશના ઘર બાજુ વળીને ચાલવા લાગી ત્યારે દિનેશના આનંદ અને આશ્ચર્યનો પાર ન રહ્યો. તેના ઘર સુધી ધીમી ચાલે એ આવી પહોંચી એટલીવારમાં તો બેચાર વાર એણે દિનેશ સામે જોયું અને પાછી આંખો ઢાળી દીધી. છેવટે દિનેશની ડેલીની સામેની ગલીમાં વળતાં વળતાં તેણે દિનેશ સામે બરાબર જોઈ પોતાનો નીચલો હોઠ મશ્કરીમાં વાંકો કરી મરડ્યો અને પછી એક સુંદર સ્મિતમાં તેના બન્ને ઓષ્ઠો વિકસી રહ્યા તે દિનેશે જોયા, ન જોયા ત્યાં તો એ ગૌરવભર્યે પગલે ગલીમાં વળી ગઈ.

જોઈ શકાય ત્યાં સુધી દિનેશ તેની પીઠ સામે તાકી રહ્યો. કોઈ અવર્ણ્ય મધુરતા, કોઈ અસ્પષ્ટ વ્યગ્રતા તેના હૃદયને ઘેરી રહી. પનિહારીઓનાં પસાર થતાં ટોળાં ઉપર પડતી તેની નજર તો માત્ર પેલો વક્ર હોઠ અને એ પછીનું રમણીય સ્મિત જ જોઈ રહી.

તેની અસ્વસ્થતા વધી પડી. પેલી પાણીની હેલ ભરી પાછી વળે ત્યાં સુધી કશુંક કરવું જોઈએ, તેને લાગ્યું. તેણે હાથમાં પડેલું પુસ્તક ઉઘાડ્યું. ' હૃદયનાથ 'નાં પાનાંઓમાંથી હમણાં પોતે જોયું હતું તેમ મીઠું મીઠું સ્મિત કરતી અને નીચલો હોઠ મરડતી એક તોફાની છોકરી ઊપસી આવી. ' જૂઈ ! ' બરાબર આ છોકરી જેવું જ રમણલાલને ક્યાંથી આવું સૂઝ્યું હશે ? દિનેશને થયું. કે એમણે ય આના જેવી કોઈ મુગ્ધ યુવતી ...... પોતાની કલ્પનાથી દિનેશ પોતે જ હસી પડ્યો. હસતાં હસતાં એની નજર સામેના રસ્તા ઉપર પડી ત્યાં જ પાણી ભરી ચાલી આવતી પેલી છોકરીએ એના હાસ્યની સામે એક સ્મિત ફેંક્યું અને પછી બીજું કોઈ જોઈ જાય એ પહેલાં જ તોફાનમાં પોતાનો નીચલો હોઠ મરડી ઝડપબંધ પોતાના ઘર બાજુ વળી ગઈ.

*

દિનેશના ઘરમાં ઉત્સવ વ્યાપી ગયો હતો. દિનેશના મનમાં પણ ઉત્સવ હતો. દિનેશથી એકાદ વર્ષ નાની, તેના મિત્ર જેવી, તેની માનીતી, તોફાની ભત્રીજી મંજુ પરણવાની હતી. ગામમાં સારું ગણાતું દિનેશનું કુટુંબ પૂરા ભપકાથી પુત્રીનું લગ્ન ઊજવવાનું હતું. પૂર બહારથી લગ્ન ઊજવી શકાય એટલા ખાતર એ લોકોએ પોતાના ઘરની જ દિશામાં થોડે દૂર એક ઘર ભાડે રાખી લીધું. એ ઘર દિનેશને મન ભત્રીજીના લગ્નના આનંદ કરતાં યે વિશેષ આનંદનો વિષય બન્યું. પેલી વક્રસ્મિતાના ઘરની બરોબર સામે આ લગ્નવાળું ઘર આવેલું હતું !

તૈયારીઓ ચાલવા માંડી. લગ્નના મહિના દિવસ પહેલાંથી એ ઘરમાં આ ઘરવાળાઓનો અવરજવર ચાલુ થઈ ગયો. દિનેશનાં ભાભી, ભત્રીજી, તથા બહેન તો એ ઘરમાં રહેવા માટે પણ ચાલ્યાં ગયાં. દિનેશનું પણ દિવસમાં એકબે વાર તો એ ઘરમાં જવા આવવાનું શરૂ થઈ ગયું.

એ થોડા દિવસોમાં તો મંજુ અને સામે રહેતી પેલી યુવતી નિકટનાં મિત્રો બની ગયાં.

ઘણી યે વાર ઘરમાં જતાં કે આવતાં, દિનેશ અને તે, એકબીજાની સામસામાં આવી જતાં. પેલી છેડો સંકોરી, આંખો નીચી ઢાળી દઈ બાજુએ ચાલી જતી. દિનેશ ઉતાવળે પગલે સામી દિશામાં દોડી જતો. તેનું હૃદય તે પછી ઘણીવાર સુધી ધબકી રહેતું. મન તો થતું પણ કંઈક ગામના રીતરિવાજને અંગે, કંઈક પોતાના શરમાળ સંકોચશીલ સ્વભાવને અંગે બહાનું કાઢી તેની સાથે વાત કરવાની દિનેશની હિંમત નહોતી ચાલતી. તોપણ એ ચાલી ગયા પછી મંજુ પાસેથી એને વિશે માહિતી મેળવવા દિનેશ પ્રયત્ન તો કરતો જ.

"તેં તો નથી બેનપણી શોધી લાગે છે, મંજુ ! એનું નામ તો કહે." કે, આયવા "આવી અભણ અબુધ સોનારણ સાથે તને આટલું બધું કેમ ગોઠી જાય છે, મંજુ ?"

અને જ્યારે, "અભણ છે પણ અબુધ કાંઈયે નથી એ, દિનેશકાકા" કહી મંજુ એનો પક્ષ ખેંચતી ત્યારે દિનેશને પોતે કલ્પ્યાથી યે વિશેષ આનંદ થતો.

એક દિવસ મંજુએ કહ્યું:

"કાકા, આજે પેલી તમારી ખૂબ મશ્કરી કરતી'તી."

"કોણ ?" દિનેશનું હૃદય ધબકી ઊઠ્યું.

"પેલી શાંતિ."

"કેમ ?"

"મને કહે કે 'તારા કાકા શું કામ કરે છે ?' મેં કહ્યું કે 'ભણે છે.' તે તો મોઢામાં આંગળી ઘાલી ગઈ. 'આવડા મોટા થયા ને હજી ભણે છે !' મેં હસતાં હસતાં કહ્યું, 'હજી તો બીજાં છ વરસ ભણવાના છે' ત્યારે તો એ એટલી અજાયબ થઈ ગઈ–'ઓ બાપરે ! ચાર છોકરાના બાપ થશે ત્યાં સુધી ભણશે.' ને એટલું હસે, એટલું હસે. મેં કહ્યું, 'શાંતિ, આ બધા એટલું ભણે એ તો ભણી ઊતરે પછી જ પરણે.' 'તી ઈ ત્યાં સુધી કુંવારા રહેવાના ?' જાણે કે તમે કુંવારા રહેવાનું દુઃખ ભોગવો એ એનાથી ન ખમાતું હોય ને ! પછી હસી પડીને, 'ને પછી આટલું ભણ ભણ કરે એને છોકરી કોણ આપતું'તું ? સહેજે બાવા બ્રહ્મચારી.' મેં જરા ગરમ થઈ કહ્યું, 'એક જોઈએ ત્યાં એકવીસ છોકરી આપવા આવે છે લોકો મારા કાકાને, શાંતિ, પણ એને ભણવું હોય તો પરણે ક્યાંથી ? બાકી કંઈ છોકરીની કમીના નથી.' 'ઈ તો હું યે સમજું છું, બેન, આવા કનૈયા કુંવર જોવાને કોણ ન પરણે !' એમ કહી જરા વિચારમાં બેસી રહી. ને પછી તો જાતજાતની વાતો કાઢી તમારી મશ્કરી કરવા લાગી."

"પણ એ બધી મશ્કરી તો તું કહેતી જ નથી !" દિનેશે કહ્યું.

"તે તમને શું રસ અમારી બૈરાંઓની વાતોમાં, દિનેશકાકા ? ને એ પણ આવી અભણ, અબુધ સોનારણની વાતોમાં !" મંજુએ દિનેશને ચીડવ્યો.

"હવે બેસ બેસ ડાહલી, મને શીખામણ આપવા આવી છે તે." પછી તરત જ, "પણ હેં મંજુ, એ તારી શાંતિ ક્યારે પરણવાની ?"

"કેમ કાકા, થાય છે તમારો વિચાર ?" મંજુની આંખો હસી રહી.

"માર ખાવો છે ?"

"એના માબાપની એકની એક દીકરી છે એટલે ખરેખર સારા મુરતિયા મળવાની એ લોકો રાહ જુવે છે. પણ આ વર્ષે નહિ તો આવતે વર્ષે તો એ ચોક્કસ પરણી જવાની."

"બિચારી સુખી થાય તો સારું," દિનેશથી બોલી જવાયું.

મંજુને કોઈ બોલાવવા આવ્યું અને તે,

"બહુ પેટમાં બળે છે કંઈ, દિનેશકાકા ?" બોલતી બોલતી, લુચ્ચું લુચ્ચું હસતી હસતી, દિનેશ ઉગામેલી મુક્કી સામે મુક્કી ઉગામતી ઉગામતી ચાલી ગઈ.

*

લગ્નનો દિવસ આવી પહોંચ્યો. હંમેશના વધતા જતા કામને પહોંચાય ન પહોંચાય તો યે ગમે તેમ સમય કાઢી સવારના પહોરમાં શાંતિના અસ્મિત વદન અને વક્ર અધરને

આછા સ્મિત અને નયનના ચમકારે નવાજી લેતા અને એ રીતે અવર્ણ્ય આનંદ અનુભવતા દિનેશનું મન આજે જરા ખિન્ન હતું. એનું એક કારણ તો મંજુ આજથી સદાને માટે પોતાના ઘરમાંથી ચાલી જશે એ શોધી કાઢવાનો પ્રયત્ન કરવાની એને જરૂર ન પડી. નાનપણથી બન્ને સાથે ઊછર્યાં હતાં, સાથે લાડપાન પામ્યાં હતાં, સાથે જ બન્નેએ ઘણાંબધાં દુઃખો સહન કર્યાં હતાં. કેટલી અનહદ પ્રીતિ હતી મંજુને પોતા ઉપર ? અને હવે તો એનાં સુખદુઃખમાં યે ઘણી બધી વાર પોતાને અસહાય દશા જ રહેવાનું ! તેનાથી આટલું બધું દૂર દૂર પડી જવાનું !

એ સ્થિતિનું તીવ્ર ભાન તો પોતાની ખિન્નતાનું એક કારણ હતું જ પણ; એની નીચે નીચે બીજું પણ એક કારણ એ ખિન્નતાને વધારી રહ્યું હતું તે પણ દિનેશ જોઈ શક્યો. તે કારણ કોઈને કહીએ તો હસી કાઢે છતાં કેટલું સાચું હતું ! દિનેશને થયું, આજે લગ્ન પૂરાં થતાં શાંતિના ઘરની સામેનું એ ઘર ચાલી જવાનું, એ બહાને રાતદિવસ શાંતિ વારંવાર જોવા મળતી. એને બદલે માત્ર સવારે પાણી ભરવા તે જાય ત્યારે જ તેને જોઈ શકવાનો આનંદ મળવાનો. શાંતિ સાથે તો નહિ જ પણ મંજુ સાથે તેને વિષે જાતજાતની વાતો કરવાનો અને મંજુ પાસે શાંતિએ કરેલી વાતોમાંથી તાણાવાણા મેળવી શાંતિના હૃદયમાં પોતે પામેલા સ્થાનનો નિર્ણય કરી શકવાનું—બધું જ ચાલી જવાનું, બધું જ. અને મંજુ જતાં શાંતિનું નામ પણ મનમાં જ લેવાનું, તેને વિષે વાત પણ . . .

પણ એમ તો શાંતિને અને મારે શું ? દિનેશને વિચાર આવ્યો. કવિઓ જેને પ્રેમ તરીકે વર્ણવતા હતા, વાર્તાકારો જે પ્રેમ ખાતર જીવનોનાં બલિદાન અર્પાયાંની ગાથા વર્ણવતાં તન્મય બની જઈ બીજાઓને પણ તન્મય બનાવી દેતા, જે પ્રેમને ખાતર ધરતીને પેલે પાર જઈ પાછા આવવાનું મન થાય એવી કોઈ લાગણી, કોઈ ભાવ, કોઈ ઉમળકો પોતાને શાંતિ માટે આવતો જ નહિ તે તો તેને સ્પષ્ટ સમજાયું. એમ તો આવી આ શાંતિ, જેના વાંકા વળેલા અધરમાંથી નીતરતું સ્મિત અને નયનમાંથી વહી આવતો કટાક્ષ જોવા પોતે હંમેશાં તલપાપડ થઈ બેસતો એ મોડામાં મોડી આવતે વર્ષે કોઈને પરણી જવાની એ વાત મંજુએ કહી ત્યારે પોતાને આંચકો સરખો યે નહોતો લાગ્યો. ત્યારે માત્ર પોતાના મનમાં એક જ ભાવ જન્મ્યો હતો:

"બિચારી સુખી થાય તો સારું."

કોઈ પણ ઓળખીતી છોકરી માટે કોઈ પણ માણસને એ ભાવ થાય !

ને છતાં પોતાને એ ગમતી તો ખૂબ જ હતી. તેની એ મલપતી ચાલ, ભરાવદાર ડોક, લોહીથી તરવરતા ગાલ, બધું કેટલું બધું પોતાને એના તરફ ખેંચતું હતું !

એ બધું માત્ર બેઘડી આનંદ કરવા પૂરતું જ !

એ વિચાર, હંમેશની જેમ આજે પણ, દિનેશને ન ગમ્યો. ચારે બાજુ કામકાજના મચી રહેલા કોલાહલમાં તેણે પોતાના વિચારોને અને ખિન્નતાને ડુબાડી દેવા પ્રયત્ન કર્યો.

રાત પડી. વાજતે ગાજતે મોટું સાજનમાજન એકઠું કરી વરરાજા ઘોડે ચડીને આવી પહોંચ્યા. મહેમાનોની આગતાસ્વાગતા, ચાપાણી, વરરાજા માટે કેસરી દૂધ, વેવાઈઓ માટે ખાસ સગવડ, દોસ્ત બિરાદર, હસતું અને ખીલતું એ બધાંમાં ઘડીવાર તો દિનેશના આવા બધા વિચારો ક્યાંના ક્યાં તણાઈ ગયા.

બાર-વાગ્યા. જીંધવાનો તો પ્રશ્ન જ નહોતો. બે વાગે તો ચોરીનું મુહૂર્ત હતું. બન્ને પક્ષના અંગત માણસો પોતપોતાને મનફાવતી મંડળી ગોઠવી મજા કરવામાં અને સંભ્રમ પ્રસાર કરવામાં પડ્યા હતા. દિનેશ બેઠો હતો ત્યાં કોઈ આવી તેના કાનમાં કહી ગયું,

"મંજુબેન તમને બોલાવે છે."

દિનેશ એને અગાશી આગળની નાની ઓરડીમાં—જેને એ સોફા કરેડી કહેતાં અને અગાશીએ જવાનો દાદર જેમાં પડતો—ખોળી કાઢી. ઉંને ત્યાં જોતાં વેંત જ તે બોલ્યો,

"લુચ્ચી, ક્યાં છેક ભરાઈ બેઠી છો ? શોધીશોધીને મારો તો દમ નીકળી ગયો."

અને મંજુ એ સાંભળીને ખડખડાટ હસી પડી ત્યાં તો તે શાંત બની ગયો. હીરા મોતીથી સહાયેલ મંજુની બાજુમાં મંજુએ જ ખાસ પહેરાવેલી જરીની સાડીમાં શોભતી શાંતિ પણ મંદમંદ સ્મિત કરતી હતી.

"આજે પણ તમારે તો દમ જ મારવાનો ? કાલ સવારે ચાલી જઈશ તો પે ?" કહી મંજુ હસી. અને પછી મૂંગા બની ગયેલા દિનેશને જોઈ ઉમેર્યું,

"શું આમ મૂંગા મૂંગા જોઈ રહ્યા છો, જાણે શાંતિને કદી જોઈ જ નહિ હોય, કેમ ? આમ ઊભા રહેવા કંઈ નથી બોલાવ્યા તમને."

દિનેશે ઝડપથી આંખો ખેંચી લીધી અને બેસતાં બેસતાં બોલ્યો,

"મને કેમ બોલાવ્યો, મંજુ ?"

"આ તમારી ભત્રીજીને લગન માટે શણગારાયેલી જોવા."

"કહેને હવે."

"ખરું કહું છું. પૂછો આ શાંતિને ખાતરી ન થતી હોય તો."

દિનેશે શાંતિ સામે જોયું તો તે તો આખી અધરાતે પણ ગાલ ઉપર સંધ્યાને રમાડતી, નખથી જમીન ખોતરતી નીચું જોઈ ગઈ હતી.

"મને કશી સમજ પડતી નથી," દિનેશે કહ્યું.

"કામ કશું નથી, કાકા, પણ આ શાંતિએ કહ્યું કે તું આમ લગન માટે આટલી શણગારી છો અને હવે તો ઘર છોડી ચાલી જવાની છો તો તારા કાકા સાથે ઘડી બેસવું પણ નથી ? મને તો એ યાદ જ નહોતું આવ્યું. કલાક માંડ શાંતિ મળી છે તે મને થયું કે વાત, સાચી, બોલાવ કાકાને."

"વાહ રે વાહ," દિનેશ એટલું જ બોલ્યો અને શાંતિ તરફ તેણે જોયું. પેલી તો જાણે જમીનમાં જ જડાયેલી કોઈ અપૂર્વ સૌંદર્યમય વસ્તુને બારીકાઈથી જોઈ ખોદી કાઢવાની ન હોય તેમ નીચી નજર રાખી જમીનને નખથી ખોતરતી જ રહી.

મંજુ અને દિનેશ ગપ્પાં મારવા લાગ્યાં. શાંતિ કશું બોલતી નહોતી પણ લાગ મળ્યે મંજુ ન જુએ તેમ રેશમી કપડાંમાં સુશોભિત લાગતા દિનેશની નજર સાથે નજર મેળવી એકાદ મંદ સ્મિત કરી લેતી.

પાએક કલાક એમ વીત્યો હશે ત્યાં તો નીચેથી આવતી બૂમ સંભળાઈ,

"મંજુ, ઓ મંજુલા......! ક્યાં ગઈ આ મંજુ ?"

મંજુએ અગાશીમાં જઈ જવાબ વાળ્યો. તેની બા તેને બોલાવતાં હતાં. ઓરડીમાં આવી આછો નિઃશ્વાસ નાખ્યા જેવું કરી કંટાળેલ અવાજે તે બોલી,

"કલાકવાર આ ઘરમાં રહી છે એમાં પણ કોઈ નિરાંતે બેસવા દેતું નથી."

પછી બહાર જતાં જતાં,

"હું હમણાં આવી દોં, કાકા, પાછા ચાલ્યા નહિ જતા; નહિતર તમને શોધવામાં બીજો કલાક નીકળી જશે."

તેનાં પગલાંના ધબકારે ધબકારે એકલાં પડેલાં શાંતિ અને દિનેશનાં હૈયાંના ધબકારા વધી પડ્યા.

પગલાંનો અવાજ થંભી જતાં અને હૃદયનો વેગ પણ જરા શાંત પડતાં દિનેશે શાંતિ સામે જોયું. શાંતિએ પણ પોતાનાં નેત્રો ઊંચાં કરી એનાં નેત્રોમાં એક પળ માટે પરોવી દઈ ફરી પાછાં તેને નીચાં ઢાળી દીધાં. તેના મુખ ઉપર નાનું છતાં અત્યંત રમણીય એવું એકાદ સ્મિત ફરકી ગયું.

દિનેશ એ જોઈ જ રહ્યો. એ આકર્ષણ તો માત્ર દેહનું જ એમ પોતાના મનને મનાવવા છતાં જે આકર્ષણમાં પ્રતિદિન વધુ ને વધુ પોતે ઘસડાતો જતો હતો તે આકર્ષણ, આ પળે સોગણા બળથી તેને શાંતિ તરફ ખેંચી રહ્યું હતું; જે પળને માટે તેણે અનેકાનેક કલ્પનાઓ કરી હતી તે પળ આવી પહોંચી હતી. તેનાં અંગે અંગ ધ્રુજી ઊઠ્યાં. લાલસાપૂર્વક તે શાંતિને નીરખી રહ્યો.

પનિહારી સોનારણ તરીકે જે મોહક લાગતી હતી તે શાંતિ શ્રીમંતોનાં વસ્ત્રોમાં તો ઘણી જ વધારે મોહક લાગતી હતી. મંજુના તસતસતા બ્લાઉઝે તેની માંસલ કાયાની સૌંદર્યરેખાઓને સુસ્પષ્ટ કરી આપી હતી. અને મંજુ ગયા પછી ઊંચું નીચું જોતાં માથેથી સરકી ગયેલો સાડીનો છેડો તેની ભરાઉ છતાં માર્દવભરી ગ્રીવાનું સૌંદર્ય દિનેશની આંખે વળગાડતો હતો.

દિનેશ જોઈ રહ્યો. શાંતિએ જ પોતાને અહીં બોલાવ્યો હતો, મંજુને વારે વારે કામ આવે જ અને તેને અહીંથી કદાચ જવું પડે તેમ જાણીને જ પોતાને બોલાવ્યો હતો, આવી તક વારેવારે મળવી અશક્ય, હતું ન હતું થતાં શાંતિના હોઠ પોતાને આમંત્રતા હતા. એ બધું જાણવા સમજવા છતાં તે જોઈ જ રહ્યો. ન બોલ્યો કે ન ચાલ્યો.

અણધાર્યો નવીન આ અનુભવે તેને પરસેવો પરસેવો વળી ગયો. મન ગમે એટલું કહે છતાં એક શબ્દ તેના મોંમાંથી નીકળ્યો નહિ, એક પગલું તેની કાયાએ ભર્યું નહિ. ઊંચીનીચી થતી શાંતિની આંખો પોતા સામે જડાયેલી દિનેશની નજર સામે અટકાઈ અટકાઈ પાછી પડવા લાગી. પણ દિનેશ તો ત્યાં ને ત્યાં ચિત્રવત્ મંત્રમુગ્ધ દિગ્મૂઢ બની બેસી જ રહ્યો.

બે પળ, પાંચ પળ, પંદર પળ. ધીમે ધીમે શાંતિએ પોતાનો પાલવ વ્યવસ્થિત કર્યો, સરી પડેલો છેડો માથા ઉપર બરોબર ઓઢ્યો અને ઊભી થઈ. દિનેશ એ પણ જોઈ જ રહ્યો. હજી એક વાર તેણે નેત્રોમાં પ્રશ્ન ભરી દિનેશ સામે જોયું. તે તો મૂક મૂઢ બની બેસી જ રહ્યો હતો. ધીમાં ધીમાં પગલે શાંતિ દાદર તરફ વળી તો યે દિનેશ તેને રોકી શક્યો નહિ. ઊતરતાં પહેલાં દિનેશ તરફ જોઈ નીચલો હોઠ એકદમ વાંકો કરતી શાંતિ ઝપાઝપ દાદર ઊતરી ગઈ.

દિનેશ જોઈ શક્યો કે આ વખતની વક્રતા કોઈ પણ લાગણીની સૂચક હોય તો તે તિરસ્કારની, ક્રોધની, ઘવાયેલા અભિમાનની.

પોતાની જાતને લાખલાખ શાપ દેતો દિનેશ ત્યાં ને ત્યાં બેસી રહ્યો.

બીજો આખો દિવસ અને રાત ભયંકર મથામણમાં ગયાં. ચાગલી, આખી રાતના ઉજાગરા છતાં પણ વિચારોનાં આક્રમણ અને પ્રતિઆક્રમણથી દબાતા ઘસાતા ઘસાતા દિનેશની આંખોએ એક મટકું પણ ન માર્યું. ગમે તેમ તે બીજી આખી રાત પસાર કરી સવારના પહોરમાં જ દિનેશ ઉત્કટ આતુરતાથી ડેલીએ જઈને બેઠો અને શાંતિના ઘર સામે તાકી રહ્યો.

બેડું માથે ચડાવતો શાંતિનો ધારીલો હાથ શાંતિના ઘરની ડેલીમાં દેખાયો અને દિનેશનું અંતર નાચી ઊઠ્યું. આગલે દિવસે તો કોઈ રીતે લગ્નવાળા ઘરમાંથી નીકળી શકાયું જ નહોતું. શાંતિને ઠીક નહોતું તેથી, ગમે તેટલો આગ્રહ કર્યા છતાં તે જમવા નહોતી આવી તેમ મંજુએ કહ્યું હતું. આખો દિવસ, તક મળ્યે, સામા ઘરમાં તાકી રહ્યા છતાં શાંતિનો પડછાયો પણ દિનેશ જોવા નહોતો પામ્યો. અને આજે સવારના પહોરમાં ફરી પાછા એ સુડોળ હાથ ગાગરને માથે ચડાવતા હતા. પળવારમાં તો એ ચિરપરિચિત મુખ, એ આખી કાયા દૃષ્ટિગોચર થવાની. પોતાની મૂર્ખાઈનો, ભાઈનો અફસોસ હજાર વાતે પણ પોતે વાળી આપવાનો. એક નજર માત્રથી, તેમાં ભરેલી આજીજીથી, કાકલૂદીથી શાંતિના ઘવાયેલા અભિમાનના ડંખને પોતે નરમ પાડી દેવાનો અને પાછા વળી સ્મિતમાં ફેલાનાર તેના અધરને ફરી તક મળતાં . . .

દિનેશ વિચાર પૂરો કરે તે પહેલાં તો શાંતિ ઘરમાંથી બહાર નીકળી. હમણાં આ બાજુ જુવે કે......દિનેશના મુખ ઉપર એક સ્મિત ફરક્યું. પણ એ સ્મિત હજી પૂરેપૂરું ફેલાઈ જાય એ પહેલાં તો દિનેશની દિશામાં એક નજર સરખી નાખ્યા વિના શાંતિ ગલીના ઓતરાદા છેડા તરફ વળી ગઈ અને પાછું ફરી જોયા સિવાય જ ટાંકીએ ચાલી ગઈ!

મૂઢ જેવો દિનેશ ડેલીએ બેસી રહ્યો. તેના મોંમાં હાતણ અધચવાયું એમ ને એમ પડ્યું રહ્યું. પાણી ભરી ઓતરાદે છેડેથી પાછી શાંતિ એ ગલીમાં દાખલ થઈ ત્યાં સુધી એ ન હલ્યો કે ન ચસ્યો. પાછાં વળતાં યે દિનેશ સામે એક નજર સરખી કર્યા સિવાય શાંતિ સડસડાટ ઘરમાં ચાલી ગઈ.

પછીના જે થોડા દિવસ દિનેશ એ ગામમાં રહ્યો એટલા દિવસ તેણે ગમે તેવા પ્રયત્ન કર્યા તો યે એક વાર પણ શાંતિએ તેની સામે ન જોયું તે ન જ જોયું.

*

પછી તો એ વાતને વર્ષો વીતી ગયાં.

ઊગતી જુવાનીના ઉચ્છૃંખલ આકર્ષણની એ પળો પછીનાં વર્ષોમાં યાદ આવી હોય તો તેને માટે દિનેશે દુઃખ અનુભવ્યું હતું, શરમ અનુભવી હતી. અને પછી તો રાષ્ટ્રીય અને સામાજિક ક્રાંતિ માટેના પોતાના કર્તવ્યરત જીવનમાં એ પળોને એ ભૂલી પણ ગયો હતો.

પણ આજે જ્યારે પોતાના અનેકમાંનો એક વખતનો જેલનો સાથીદાર, સાચો કર્તવ્યનિષ્ઠ આદર્શવાદી કાર્યકર માધુભાઈ કાઠિયાવાડથી અહીં ગંભીર માંદગી લઈ આવ્યો હતો એમ પોતાને ખબર પડી, મોડી ખબર પડી, તેથી મોડું થયું એટલે તો ખબર પડતાં વેંત જ પોતે હોસ્પિટલમાં દોડી આવ્યો અને સ્ટૂલ ખેંચી તેના ખાટલા જોડે પોતે બેસવા ગયો ત્યાં જ ગેલેરીમાં ઊભેલી સ્ત્રી ઉપર નજર પડતાં એ આખો ભૂતકાળ દિનેશના મનમાં જાણે અર્ધ કલાક બન્યો હોય તેવો તાજો થઈ ગયો.

એ સ્મૃતિએ તેના હૃદયને સંકોચથી ભરી દીધું.

એથી તો કુતૂહલથી ગેલેરીમાં ઘેરાતી દૃષ્ટિને પ્રયત્નપૂર્વક તેણે વાળી લીધી અને માધુભાઈ સાથે વાતે વળગ્યો.

પણ ત્યાં તો થોડી વારમાં ચેલી જ ત્યાં આવી પહોંચી. દિનેશને જોતાં આશ્ચર્યયુક્ત તેની મુખમુદ્રા બની ગઈ, પણ તરત જ હસીને તે બોલી,

"હાં ભાઈ, ઓળખાણ પડે છે!"

નિઃસંકોચ, સરળ, સ્પષ્ટ સંબોધને દિનેશના મનનો સંકોચ પણ હળવો બનાવી દીધો.

"તમે અહીં ક્યાંથી?" તે પૂછે ત્યાં તો માધુભાઈ જ બોલ્યા,

"શાંતિ, તું તો આખા ગામને ઓળખતી લાગે છે. આ દિનેશભાઈને ક્યાંથી ઓળખે તું?"

"કેમ ન ઓળખું? એની ભત્રીજી મંજુ તો મારી ખાસ બેનપણી હતી, કેમ ભાઈ?" શાંતિએ હસીને કહ્યું.

જૂના પાડોશી દાવાઓ રજૂ થયા. આટલો વખત જેલમાં બન્ને સાથે રહ્યા, મિત્રો બન્યા, છતાં માધુભાઈનું સાસરું દિનેશના ગામમાં હતું તે વિષે બન્નેને ખબર જ નહોતી તેથી આશ્ચર્ય અને રમૂજ વ્યક્ત થયાં. હજાર જાતની વાતો થઈ. નિખાલસ, નિઃસંકોચ, સરળ એવી શાંતિની વર્તણૂકે ભૂતકાળની બીનાને ભૂતકાળમાં તેણે દફનાવી દીધી છે એ વાતની દિનેશને ખાતરી કરી આપી અને એ રીતે દિનેશના મન ઉપરનો રહ્યો સહ્યો ભાર પણ હળવો કરી દીધો.

જે દોઢએક કલાક દિનેશ માધુભાઈ પાસે બેઠો તેમાં માધુભાઈના હૃદયમાં શાંતિએ પોતા માટે મેળવેલું સ્થાન તે જોઈ શક્યો. માધુભાઈ પણ, જાણે જેલમાં શાંતિ વિષે વાત કરવી રહી ગઈ એનો બદલો વાળતા હોય તેમ, આખો વખત શાંતિની જ વાતો કર્યે ગયા. અજાણ્યા ગામની આ અજાણી છોકરીએ આવીને પોતાના ગરીબ સંસારને કેવો સુખમય બનાવી દીધો હતો, કેટલી સહનશીલતાથી પતિની ગરીબાઈને વધારતી પ્રવૃત્તિઓનો ભાર હસતે મુખે ઝિલ્યો હતો, એ બધી વાતો કર્યે જતા તેમને વારવા શાંતિએ બે ત્રણવાર, "હવે બસ. બહુ વાત કરશો તો થાકી જશો, દાક્તરે ના કહી છે," અને એવું એવું પોતાના મીઠા સ્મિત સહિત કહ્યું, છતાં બેત્રણ પળ મૂંગા રહીને તે તો પાછા એ ને એ વાત ઉપર જ ચડી ગયા.

અને એથી તો દિનેશ એમનાથી છૂટો પડી ત્યારે ઘેર જવા ઊપડ્યો અને ત્યારે માધુભાઈએ ગળગળા અવાજે કહ્યું,

"પ્રભુનો પાડ માનું છું, દિનેશભાઈ, આ શાંતિ જેવી પત્ની મને મળી તે માટે. મારી આ ગંભીર માંદગીમાં કાળજીપૂર્વક એ નાના ગામમાં એણે મારી જે ચાકરી કરી છે! અને આટલાં વર્ષોની મારી રખડું જિંદગીમાં જે રીતે . . ."

ત્યારે દિનેશનું હૃદય પણ બોલી ઊઠ્યું,

"પ્રભુનો પાડ તો હું યે માનું કે તે કરામતીની પળે તેણે મને બચાવી લીધો નહિતર આવા ભોળા, પવિત્ર, પ્રેમાળ માણસને, મારા મિત્રને, હું કેટલો ઘોર અન્યાય કરી બેસત!"

# સાચના સોદાગર

વેણીભાઈ પુરોહિત

છોટા રે બંધાયા, આંહીં મોટા રે બંધાયા ભાઈ,
જીતીને હારેલો બાંધણુ હાર રે હોજી.

આ રે તુરંગે મારો વ્હાલો જનમિયો, ને
એણે છોડાવ્યાં મા ને બાપને હોજી.

નરસીં મ્હેતાએ આંહીં હરિ કેરી હારમાળા,
ગાઈ પિછાન્યો આતમ-આપને હોજી.

બાઈ મીરાંને હુતી પ્રીતડી સાંવરિયા સંગે,
રંગમોલમાં રાણે રાખી કેદમાં હોજી.

ફખ્ખણુ વંટોળ જેવો છુછ્છઓંઇનો જાયો જાયો,
સેવી જેણે બંદીખાને વેદના હોજી.

કરમી કબાડેર ઝુંઝે લોળાં લોકડિયાં કાજે,
એને બાંધો કે મૂકો મોકળો હોજી.

હીરના દોરીના જેવી ગૂંચો ઉકેલે એહો,
એના રે રુદિયાનો રહિયો રોકડો હોજી.

મુક્તિપદ લેવા સતિયા લગનીમાં લડતા જોયા,
અસલી સોદાગર સરવે સાચના હોજી.

જો રે મનવા ! તું છોડે આળ ને પંપાળ બીજી,
કારાગારો લાગે તુંને કાચનાં હોજી.

*

## મૂંદુ સુમન

તજી સુગંધી ને નયનહર વેણી ખરી ચિરે
જતાં'તાં ને હું યે ફુલપગલીઓને અનુસરું.
ત્યહાં અંબોડેથી સરકી પડીયું એક સંહયા

મહાભાગી મોણું મૃદુ સુમન નીચે, નીરખીયું.
અને ત્યાં યે એવું મનહર દમે એ પડી રહ્યું
ન કે થાયું એને કણ મહણુ વા સ્પર્શ કરવા.

: હસિત બૂચ :

# આપણાં તેલો

આપાઘાસ ૭૦-ઉપ

तिलतैलं स्थावरजातानां स्नेहानाम् ॥

(चरक)

सर्वेषां तैलजातानां तिलतैलं विशिष्यते ।
बलार्थे स्नेहने चाग्र्यमैरण्डं तु विरेचने ॥
मारुतघ्नं न च श्लेष्मवर्धनम् बलवर्धनम् ।
त्वच्यमुष्णं स्थिरकरं तैलं योनिविशोधनम् ॥

(चरक, सू. १३)

દરેક પ્રકારનાં સ્થાવર તેલોમાં (બદામ, સરસવ, સીંગ, કસુંબિયું, મહુડાનું ઉંજિયું, અળસી, કોપરેલ ઇત્યાદિ) તલનું તેલ ઉત્તમ છે.

(ચરક)

સૌ પ્રકારનાં તેલોમાં તલનું તેલ ગુણની દૃષ્ટિએ ચડિયાતું છે. બળ અને સ્નેહન માટે તલનું તેલ ઉત્તમ છે.

તલનું તેલ વાયુને હણનાર છે અને કદાપિ કફને વધારનાર નથી (સાધારણ રીતે જે દ્રવ્ય વાયુનો નાશ કરનાર હોય છે તે કફને વધારનારું જણાય છે અને કફને હણનાર દ્રવ્ય વાયુ વધારનારું જણાય છે), બળને વધારનાર છે, ચામડી માટે સર્વોત્તમ છે, ઉષ્ણ છે, શરીરની સ્થિરતા બક્ષનાર છે અને યોનિરોગોમાં શોધન કામ કરનારું છે.

(ચરક)

" तैलं तु आग्नेयं उष्णं तीक्ष्णं मधुरं मधुरविपाकं बृंहणं प्रीणनं व्यवायि सूक्ष्मं विशदं गुरु सरं विकासि वृष्यं त्वक्प्रसादनं* मेधामार्दवमांसस्थैर्यवर्णबलकरं चक्षुष्यं+ बद्धमूत्रं लेखनं तिक्तकषायानुरसं पाचनं अनिलबलासक्षयकरं क्रिमिघ्नमशितं पित्तजननं योनिशिरःकर्णशूलप्रशमनं गर्भाशयशोधनं च तथा छिन्नभिन्नविद्धोत्पिष्टच्युत मथित क्षतपिच्चित भग्नस्फुटित क्षाराग्निदग्ध विश्लिष्ट दारिताभिहतदुर्भग्न मृगव्यालविदष्टप्रभृतिषु च परिषेकाभ्यङ्गावगाहादिषु तिलतैलं प्रशस्यते ॥
सुश्रुतसंहिता सूत्रस्थान-अ. ४५-११२

तद्बस्तिषु च पानेषु नस्ये कर्णाक्षिपूरणे ।
अन्नपानविधौ चापि प्रयोज्यं वातशान्तये ॥

(सुश्रुत)

---

*'અષ્ટાંગ હૃદય'માં તેલના ગુણોમાં 'त्वग्दोषहृत्' એવો પાઠ છે. જુઓ ૧૯૩૯માં પ્રસિદ્ધ થયેલ હરિશાસ્ત્રી પરાડકર સંપાદિત આવૃત્તિ. પૃ. ૭૭. આ જ ગ્રંથમાં ટિપ્પણીમાં :" त्वग्दोषकृदचक्षुष्यम्' इति शिवदासो ग्रन्थान्तरस्थमहद्दीक्षयाम् ॥ " આવો પાઠ દર્શાવેલો છે. આનો અર્થ એમ થાય છે કે વાગ્ભટના મત મુજબ તેલ ચામડીના રોગોને જન્મ આપનાર છે. શિવદાસના પાઠમાં તેલને त्वग्दोषकृत् ચામડીના રોગોને કરનાર તરીકે વર્ણવેલ છે. "त्वग्दोषहृत्" ના બે અર્થો થાય: (૧) ચામડીના રોગોને હરનાર અને (૨) 'अथवा त्वग्दोषान् हन्ति–छिनत्ति,' " हनौ छेदने " इत्यस्य धातोरयं प्रयोगः' इतीन्दुचन्द्रनन्दनौ ॥ (પરાડકર શાસ્ત્રીવાળી અષ્ટાંગ હૃદય ગ્રંથની ટિપ્પણી ઉપરથી) —ચામડીના રોગોને કાપી નાખે તે—આવા બે અર્થો થાય. પરંતુ ચામડીના રોગોને કરનાર એવો અર્થ

તલનું તેલ સહેજ ઉષ્ણ, તીક્ષ્ણ, મધુર, વિપાકમાં મધુર, ધાતુપુષ્ટિકર, ચિત્તને પ્રસન્ન રાખનાર, વ્યવાયિ ( अपक्वमेव सकलदेहव्यापकम्—ચક્રપાણિ દત્તની ભાનુમતી વ્યાખ્યા ) અર્થાત્ અપક્વ દશામાં જ સકલ દેહમાં જલદીથી વ્યાપી જનાર, સૂક્ષ્મ (સૂક્ષ્મસ્રોતોગામિ) વિશદ, ગુરુ, સર (રેચક), વિકાસિ (પ્રસરણશીલત્વ વા સ્રોતોવિકાસકારિત્વમ્) અર્થાત્ સારા યે શરીરમાં પ્રસરી જનાર અથવા સ્રોતોનાં મુખનો વિકાસ કરનાર, વૃષ્ય—ધાતુપુષ્ટીકર અથવા ટૉનિક, ત્વક્ પ્રસાદન કૃત્ અર્થાત્ ચામડીને મુલાયમ અને સ્વચ્છ રાખનાર, બુદ્ધિવર્ધક, માંસને પોષણ અર્પનાર, શરીરને સ્થિરતા અર્પનાર ( કઠિન દેહવાળાને તેલ મૃદુતા અર્પનાર છે જ્યારે શ્લથ—ઢીલાપોચા દેહમાં સ્થિરતા સાધનાર છે ), શરીરનો વર્ણ સુધારનાર છે, બલ વધારનાર છે, આંખોને માટે હિતકર છે ( તેલ નાકમાં મૂકવાથી આંખોને ફાયદો પહોંચાડનાર છે. તેલ આંખમાં પૂરવાનું સૂચન નથી. ) પેશાબ બહુ થતો હોય તો રહેજ રોકનાર છે ( રાત્રે ઊંઘમાં બૂંચ્યાં પેશાબ કરે છે: તેવાં બચ્ચાંને તલ ખવડાવવા હિતકર છે ), વધી પડેલી મેદનું લેખન કરનાર છે ( જે તેમ સુકલકડી માણસોને હૃષ્ટપુષ્ટ

---

કુષ્ઠ ગ્રન્થકારે કહેલો જણાતો નથી માટે त्वग्दोषकृत् નો અર્થ ચામડીના રોગોને કાપનાર—હણનાર એ જ કરવો યોગ્ય છે.

* સુશ્રુતના મત પ્રમાણે તેલ 'ચક્ષુષ્ય' છે જ્યારે વાગ્ભટના મત મુજબ 'અચક્ષુષ્ય' છે અર્થાત્ આંખો માટે અહિતકર છે. જે ઉષ્ણ અથવા ઉષ્ણ વીર્યવાળાં દ્રવ્યો છે તે બધાં અચક્ષુષ્ય ગણાય છે પરંતુ તલનો વિપાક મધુર હોવાથી તે ચક્ષુષ્ય અસર ઉપજાવી શકે. એટલે અહીં દેખાતો વિરોધ (સુશ્રુત વાગ્ભટ વગેરે) પણ આવી રીતે સમજાવી શકાય ખરો. પરંતુ હેમાદ્રિ પ્રણીત આયુર્વેદ રસાયનના નામની ટીકામાં આ વિરોધની સમજૂતી નીચે મુજબ આપવામાં આવી છે: "त्वग्दोषकरत्वं अचक्षुष्यत्वं चाभ्यवहारे । त्वक्प्रसादनत्वे चक्षुष्यत्वं च अभ्यङ्गे ।" તેલ ખાવાથી ત્વગ્દોષને કરનાર છે અને આંખો માટે અચક્ષુષ્ય છે જ્યારે અભ્યંગથી તેલ ત્વક્પ્રસાદન કરનાર અને ચક્ષુષ્ય છે. આમ આ દેખીતો વિરોધ વિચક્ષણ ટીકાકારે ટાળી નાખ્યો છે. તેલ અભ્યંગથી ખૂબ જ ગુણકારી છે; अभ्यङ्गे गुणवर्धनम् ચિત્રકૂટમાં તેલ સાથે ચિત્રકનો પ્રયોગ વાગ્ભટે આપેલો છે તે પણ ધ્યાનાર્હ છે.

कफकृन्न च તેલ કફ કરનાર નથી—એ વાગ્ભટનો મત ચરકના ' न च श्लेष्माभिवर्धनम् ' તેલ કફને વધારનાર નથી—એની સાથે સહેજ અસંગત લાગે છે. વૈદ્યવર કેશવ રચિત "सिद्धमन्त्र" માં "वातघ्नमकफं पित्तकरं तैलं तिलोद्भवम्" તલનું તેલ વાતને હણનારું, કફને કરનારું નહિ એવું, પિત્ત પેદા કરે એવું છે. આ વિદ્વાને દ્રવ્યોના જે ગુણદોષની માર્મિક સમીક્ષા કરી છે તે ધ્યાનાર્હ છે. આગળ ચાલતાં આ વિદ્વાન તેલને શ્લેષ્મોદાસીન કહે છે. શ્લેષ્મોદાસીન એટલે કફને કરે પણ નહિ તેમ વધારે પણ નહિ એવું. એટલે તેલને "वातघ्नं पित्तकृत् श्लेष्मोदासीनम्." એમ સૂચવ્યું છે. અર્થાત્ તેલ કફને કરનાર નથી તેમ કફ શરીરમાં થયો હોય તો તેને વધારનાર પણ નથી. સમાજમાં સામાન્ય રીતે એવી માન્યતા છે કે તેલ કફ કરનાર છે. તલનું સ્વચ્છ તેલ કફ કરનાર નથી એ આપણે ઉપર જોયું છે. આવી ઘણી ખોટી માન્યતાઓ સમાજમાં પ્રચલિત છે.

તલમાં કષાય, કટુ, તિક્ત અને મધુર—આ ચાર રસો છે. આ રસો જો બરાબર (પ્રકૃતિ સમ સમવાય) સરખાં પ્રમાણમાં હોત તો તલ ત્રિદોષઘ્ન જ થાત, પરંતુ આ ચાર રસો તલમાં વિષમ સમવેત રૂપે રહેલા છે તેથી એ ત્રિદોષઘ્ન નથી પરંતુ પિત્તકર છે.

બનાવે છે તે જ તેલ વધી પડેલી મેદને ઓછી કરનારું છે.[1] ). તેલમાં તિક્ત અને કષાય રસો છે, અન્ન પચવવામાં સહાય કરનાર છે, વાતયુક્ત કફનો ક્ષય કરનાર છે: વાતશ્વાસ નાશક છે, કૃમિઘ્ન છે (બાળકના પેટમાં કૃમિ પડયા હોય તો તેલ ખાવા આપવું હિતકર છે ); શરીરને હલકું ફુલ જેવું રાખનાર છે (ચરકમાં કહેલું છે કે જે મનુષ્યો બલ, તનુત્વ અને લઘુતાની ઇચ્છા રાખતા હોય તેઓને માટે તેલ ઉત્તમ ખોરાક છે. ) તેલ પિત્તને કરનાર છે (ઉષ્ણગુણવાળું હોવાથી તેલ પિત્તલ છે ), યોનિમાં શૂલ મારતું હોય તો ગરમ તેલનું પુમડું અંદર રાખવાથી શૂલ મટે છે, માથું દુખતું હોય–માથામાં વેગ મારતા હોય તેમને માટે તેલ સરસ છે, કાનમાં શૂલ મારતું હોય અને ગરમાગરમ તેલનું ટીપું મૂકી આપવાથી તે મટી જાય છે. તેલ ગર્ભાશયનું શોધન કરનાર છે. કપાઈ ગયેલા દેહ ઉપર તલને બરાબર કકડાવી લઈ ઠંડું પડે લિન્ટ બોળીને ઉપર મૂકી દેવાથી કપાયેલો ભાગ સંધાય છે; ભાલા જેવું તીક્ષ્ણ હથિયાર શરીરમાં ભોંકાઈ ગયું હોય તો પણ તેલ ( આવા પ્રયોગમાં તેલ ઉપયોગમાં લેતા પહેલાં તેને બરાબર ઉકાળી લઈ ઠંડું પડયા પછી જ વાપરવું )ના પ્રયોગથી મટી જાય છે, બાણ શરીરમાં પેસી ગયું હોય તો તેને કાઢી તેલનો પ્રયોગ આદરવો. હાડકાના ચૂરેચૂરા થઈ ગયા હોય–હાડકું છૂંદાઈ ગયું હોય–તો તેલનો પ્રયોગ હિતાવહ છે, હાડકું ખસી ગયું હોય, ભાંગી ગયું હોય, હાડકું બહાર આવ્યું હોય, હાડકું ફાટી ગયું હોય,–તો તલનું તેલ પ્રશસ્ત છે. ક્ષાર અને અગ્નિથી દાઝી ગયું હોય તો તેલ લગાવવાથી ઠીક રૂઝ આવી જાય છે, હાડકું વાંકું વળી ગયું હોય તો પણ તેલના પ્રયોગથી તે સીધું થઈ જાય છે, ઊંચેથી પડી જવાયું હોય, આખું શરીર ખૂબ દુખતું હોય તો તે ભાગ કિંચિત્ ઉષ્ણ તેલમાં રાખી મૂકવાથી ફાયદો જણાય છે. ટૂંકમાં, તેલના પરિષેકથી, અભ્યંગથી[2], અવગાહનથી શરીરના અનેક રોગો સારા થાય છે.

"તલનું તેલ બસ્તિમાં, પીવામાં, નાકમાં ટીપાં નાખવાના કામમાં, કાન અને આંખમાં મૂકવામાં, ખાવામાં, પીવામાં,–અનેક રીતે વપરાય છે. વાયુના રોગોમાં વાતશાન્તિ માટે તેનો પ્રયોગ હિતાવહ છે. તેલ પરમ વાતહર છે."

(સુશ્રુત)

---

૧ "અષ્ટાંગ હૃદય" ઉપર ટીકા લખનાર અરુણદત્ત અને હેમાદ્રી બન્નેએ એક જ દ્રવ્ય કર્શનત્વ અને બૃંહણત્વ રૂપી બન્ને વિરુદ્ધ કાર્યો એક સાથે કેમ કરી શકે તે વિષે સારો ખુલાસો કર્યો છે. કૃશ મનુષ્યનાં સ્રોતો હમેશાં સંકુચિત રહે છે. જે તેલના તીક્ષ્ણાદિ ગુણોથી સત્વર વિકસિત થઈ, તેલને અંદર પ્રવેશાવે છે અને આવી રીતે પુષ્ટિ સાધે છે. સ્થૂલ મનુષ્યોનાં સ્રોતોમાં તેલ ( સૂક્ષ્મસ્રોતોગામિ) સત્વર અંતઃપ્રવેશ કરી સર્વસ્રોતોમાં તેલ પહોંચી જઈ પોતાના તીક્ષ્ણાદિ ગુણોથી મેદનો હ્રાસ કરે છે અને મેદના હ્રાસ થકી શરીરને કૃશ બનાવે છે. अतिस्थूल शरीरो यः तिल्तैलं प्रयोजयेत् ॥ વૈદ્ય મનોરમા.

૧ " अत्र यद्यपि तैलमुष्णं घृतं च शीतलं, शीतं च दाहप्रशमने प्रशस्तं, तथापि सूक्ष्म मार्गानुसारितया " व्यापित्वाद् यथा स्पर्शनेन अधिरवातहरतया तैलमेव अभ्यङ्गप्रस्तावे चन्दनाद्यं कुम्भ न घृतम् । " ( ચરકટીકાકાર ચક્રપાણિદત્ત ). અર્થાત્ અભ્યંગમાં તેલ ઘીના કરતાં સૂક્ષ્મ સ્રોતોગામી હોવાને લીધે ઘી કરતાં વધુ મૂલ્યવાન છે.

એક ઔંસ તલમાં ૫.૧૦ ગ્રામ પ્રોટિન છે, ૧૧.૨૬ ગ્રામ સ્નેહ છે, ૭.૭૦ ગ્રામ કર્બોદિત છે. ૧ ઔંસ તલ ૧૬૦ કેલોરી આપનાર છે. ૧ ઔંસ તલમાં ૪૦૮.૨ મિલિગ્રામ કેલ્સીયમ, ૧૬૨.૦ મિલિગ્રામ ફોસ્ફરસ, ૨.૯૯ મિલિગ્રામ લોહ છે. ૧૦૦ ગ્રામ તલમાં ૧૪૫૭ ગ્રામ કેલ્સીયમ છે. વિવિધ ખાદ્ય પદાર્થોમાં કેટલો કેલ્સીયમ છે એ દર્શાવનાર ટેબલમાં× એક તલ જ એવો ખાદ્યપદાર્થ છે કે જેમાં સૌથી વિશેષ પ્રમાણમાં કેલ્સીયમ છે. તલમાં કેલ્સીયમ સારા પ્રમાણમાં છે, પ્રોટિન છે, સ્નેહ છે, કર્બોદિત છે, ફોસ્ફરસ છે, લોહ છે, કેરોટીન છે, એટલે 'એ' ખાદ્યપ્રાણ પણ છે. આમ તલ કિંમતી ખાદ્યપદાર્થ છે એ નિઃસંશય છે. ચરક અને સુશ્રુતના અભિપ્રાયો સાથે આ૰નિકોનું આ પૃથક્કરણ સરખાવતાં-તલ પુષ્ટિકારક છે, હાડકાંને મજબૂતી આપનાર છે, ચામડીને, દાંતને, વાળને સારાં અને મજબૂત રાખનાર છે. કેલ્સીયમના આટલા સારા પ્રમાણને લઈને જ વાગ્ભટે રસાયન પ્રયોગોમાં તલને સ્થાન આપ્યું જણાય છે. જુઓ—

दिने दिने कृष्णतिलप्रकुञ्चं
समश्नतां शीतजलानुपानम् ।
पोषः शरीरस्य भवत्यनल्पो
दृढी भवन्त्यामरणाच्च दन्ताः ॥
(अष्टाङ्ग हृदयम्: उत्तर तंत्र अ. ३९)

જે મનુષ્યો પ્રતિદિન પોતાના હાથનો એક ખોબો ભરીને કાળા તલ સારી રીતે ચાવીને ખાશે અને ઉપર ઠંડું પાણી પીશે, તેમના શરીરનું પોષણ ઘણું સારું થશે અર્થાત્ તેઓ હષ્ટપુષ્ટ બનશે અને મરતાં સુધી તેઓના દાંત પત્થર જેવા મજબૂત રહેશે.

પાયોરિયાના આ જમાનામાં ઉપરોક્ત પ્રયોગ ઘણાને મેં કરાવ્યો છે. કેટલાક લાગલાગટ એક-બે વર્ષો સુધી આ પ્રયોગ કર્યો છે—કેટલાકે બે-ત્રણ મહિના કર્યો છે. સૌને વત્તોઓછો ફાયદો અવશ્ય થયો છે. દિનચર્યાના વિભાગ તરીકે હમેશાં મ્હોંમાં તૈલગંડૂષ[1] કરવા માટે આયુર્વેદનાં પુસ્તકોમાં વિધાન છે. તૈલગંડૂષમાં હમેશાં નવટાંક તેલ (આસરે) કાઢી નાખવું પડે છે એટલે એટલો વ્યય થાય છે, જ્યારે આ ચાવીને ખાવાના તલના પ્રયોગમાં દાંતને ચાવવાની કસરત મળે છે, અને દાંતરૂપી ઘાણીમાં પીલાઈને તૈયાર થએલું તેલ પેટમાં જાય છે. આમ દાંતને ચાવવાની કસરત મળે છે, ચાવવાની ક્રિયામાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ નાડીઓમાં તેલનો પ્રવેશ થાય છે, અમ્લજિવાણુઓ ( Acid Bacteria )નો નાશ થાય છે ( તેલ ક્રિમિઘ્ન છે એ આપણે ઉપર જોઈ ગયા છીએ ), તેલથી શરીરની ધાતુઓ પોષાય છે, શરીર હૃષ્ટપુષ્ટ બને છે. આમ અધિક લાભ આ પ્રયોગથી પ્રાપ્ત થાય છે.

આ દીવાના આ જમાનામાં પ્રાતઃકાળમાં સૌ કોઈ તલનો આ સાદો પણ ચમત્કારિક પ્રયોગ કરી દાંતની રક્ષા સાધે, શરીરમાં બલસંચય કરે—એ દિવસો જોવા મારી ઇચ્છા છે. યઃ ક્રિયાવાન્ સ પણ્ડિતઃ—જ્ઞાન હોય પણ તે ક્રિયામાં ન ઊતરે તો તેનો ઉપયોગ શો ! આ સાદો પ્રયોગ, અનેક આફતોમાંથી બચાવી શકે એવો અમૂલ્ય છે. સૌ વર્ષ. એ વર્ષો માટે

× ડૉ. મ્હસકરકૃત " आहार आणि शरीरपोषण "માંથી.

1 આ માટે જુઓ મારું " દિનચર્યા " નામનું પુસ્તક.

–જિંદગીભર કરે તો અધિકસ્ય અધિકં ફલમ્—અજમાવી જુએ અને પોતાનો અનુભવ લખી જણાવશે. તો હું તેમનો ઋણી થઈશ.

એક બીજો રસાયન પ્રયોગ જુઓ:—

सार्धं तिलैः आमलकानि कृष्णैः
अक्षाणि संक्षुद्य हरीतकीर्वा ।
येऽश्नुः मयूरा इव ते मनुष्याः
रम्यं परिणाममवाप्नुवन्ति ॥

કાળા તલ સાથે આંબળાનું બેડાનું કે હરડેનું ચૂર્ણ જે પુરુષો પ્રતિદિન સેવન કરે છે તે પુરુષો મોરના જેવું સુંદર શરીર પ્રાપ્ત કરી શકે છે.

તેલ સાથે અશ્વગંધા ( આસન )નું સેવન પંદર દિવસ સુધી કરવાથી કૃશ શરીરોની પુષ્ટિ થાય છે, જેમ સુવૃષ્ટિથી બાલ શસ્યોની પુષ્ટિ થાય છે તેમ.

આયુર્વેદજ્ઞોએ તો કૃષ્ણતિલ–કાળા તલને જ પથ્યતમ–શરીર માટે ઉત્તમ–ગણ્યા છે.

" कृष्णः पथ्यतमः सितोऽल्पगुणदः क्षीणास्तथान्ये तिलाः ॥ " ( રાજનિઘંટુ )

અર્થાત્ કાળા તલ જ શ્રેષ્ઠ છે, સફેદ તલ ગુણમાં ઉતરતા છે અને તદ્દન ઝીણા–જરા પણ ન પોષાયેલા એવા તલ ગુણની દૃષ્ટિએ નિકૃષ્ટ પ્રકારના છે. રાજનિઘંટુનો આખો શ્લોક જ ઉતારવાનો લોભ હું છોડી શકતો નથી:

स्निग्धो वर्णबलाग्निवृद्धिजननः स्तन्यानिलघ्नो गुरुः
सोष्णः पित्तकरोऽल्पमूत्रकरणः केश्योऽतिपथ्यो व्रणे ।
ग्राही मधुरः कषायसहितः तिक्तोविपाके कटुः
कृष्णः पथ्यतमः सितोऽल्पगुणदः क्षीणास्तथान्ये तिलाः ॥

તલ સ્નિગ્ધ ( રુક્ષથી ઉલટો ભાવ ) છે; વર્ણ, બલ, જઠરાગ્નિની વૃદ્ધિ કરનાર છે, ઓગોનું ધાવણ વધારનાર છે, વાયુને હણનાર છે, પચવામાં સહેજ ભારે છે, સહેજ ગરમ છે, પિત્તને કરનાર છે, બહુ પેસાબ થતો હોય તેને રોકનાર–અટકાવનાર છે; વાળની વૃદ્ધિ માટે ઉત્તમ છે, વ્રણમાં તલ અતિશય પથ્ય છે ( તલની લુગદી બાંધવાથી ગમે તેવા વ્રણ–ઘા જલદી રુઝ ઉપર આવી જાય છે–તેલને સ્ટરિલાઈઝ કરીને વ્રણ ઉપર લગાવવાથી વ્રણ જલદી રુઝાઈ જાય છે. ) સંગ્રહણીમાં તલ યા તેલ આપવાથી ઝાડાને રોકે છે, તલનો રસ મધુર અને કષાય છે, વિપાક કટુ છે, કાળા તલ ઉત્તમ, સફેદ તલ ગુણમાં ઉતરતા છે.

તલનો ખોળ–तिलपिण्याक–ઢોરોને ખવડાવવામાં આવે છે. આજકાલ આવા ખોળ–મગફળીનો ખાસ કરીને–પેટંટ ફુડો બનાવવાના કામમાં આવે છે. રાસાયણિક રીતે એની ગંધ અને રંગ કાઢી નાખવામાં આવે છે અને પછી એનો ઉપયોગ કરવામાં આવે છે. તલના ખોળનો પણ આવી રીતે ઉપયોગ થતો હોય તો નવાઈ નહિ. આ તલના ખોળની બનાવટો વાત પિત્ત અને કફ–ત્રણેય દોષોને જન્મ આપનાર છે. સિદ્ધમંત્રમાં—

..................दोषत्रयकरं तथा
तिलपिण्याकविकृतिः शुष्कशाकवदादिशेत् ॥

તલના ખોળની બનાવટો–વડાં વગેરે–ખાવાથી વાત, પિત્ત, કફ–ત્રણેય દોષો પ્રકોપાયમાન થાય છે. શુષ્ક શાક જેવા જ ગુણો આ તલના ખોળની ચીજોના સમજી લેવા.

આજકાલ કેટલાક લોકો ઑલિવ ઑઈલનાં વખાણ કરે છે અને મોંઘામૂલ્યથી તે પીવે છે કારણ કે એના સેવનથી દસ્ત સાફ આવે છે અને મલશુદ્ધ છે. પરંતુ આજકાલ જેટલું ઑલિવ ઑઈલ આવે છે તે મોટે ભાગે શુદ્ધ મગફળીનું વા તલનું તેલ જ છે એમ ડૉ. ચોપ્રા કહે છે. ('ઈન્ડીજીનસ-ડ્રગ્ઝ'). વળી, ઑલિવ ઑઈલથી જ દસ્ત સાફ આવે છે. એમ નથી, તલના તેલના ગુણ પણ એ જ છે." તલનું તેલ 'सर'–રેચક છે. ડૉ. ચંદ્ર પણ કહે છે કે " Sesame oil is bland, non-irritant, and a little laxative, neutral in reaction and said to be just as good as olive oil and keeps much better than it—" ઑલિવ ઑઈલનું તલનું તેલ સુંદર પ્રતિનિધિ છે. તલનું તેલ પીવાથી કે શાક તૈયાર થયા પછી કાચું તેમાં નાખી ખાઈ જવાથી સ્નિગ્ધ ( lubricating ) અને સારક અસર દાખવે છે. તલનું ચોકખું તેલ અનેક દૃષ્ટિએ મૂલ્યવાન ખાદ્યપદાર્થ છે.

વનસ્પતિ તેલોમાં વંધ્યત્વનિવારક વિટામિન 'ઈ' હોય છે. તલના તેલમાં પણ આ છે. પરંતુ વિટામિનના નામાભિધાન વિના ચરકે વંધ્યા સ્ત્રીઓને અમુક અમુક વાતઘ્ન દ્રવ્યો ( રાસ્નાદિ, મૂલકાદિ, લસુનાદિ ઈત્યાદિ ) થી સિદ્ધ કરેલાં તેલો પીવાનું સૂચન કરેલું છે. ( ચરક–ચિકિત્સાસ્થાન અં. ૨૮।૧૭૮ ) જુઓ–

" तैलानि एतानि ऋतुस्नातासंगतो पाययेत च । पीत्वा अन्यतमनेषां वन्ध्याऽपि जनयेत् सुतम् ॥ "

ઋતુસ્નાતા સ્ત્રીએ આવાં વાતઘ્ન તેલો હમેશાં પીવાં જોઈએ. સતત સેવનથી વંધ્યા પણ પુત્રોને જન્મ આપશે.

नास्ति तैलात् परं किञ्चित् औषधं मारुतापहम् ।
व्यवायि उष्ण गुरु स्नेहात् संस्कारात् बलवत्तरम् ॥

( चरक चि. २८–१८१ )

વાતઘ્ન દ્રવ્ય તરીકે તેલથી ઉત્તમ બીજું એક પણ દ્રવ્ય નથી. તેલ વ્યવાયિ (દેહમાં સત્વર વ્યાપી જનાર ), ઉષ્ણ, ગુરુ, સ્નિગ્ધ છે અને સંસ્કારથી એ બલવત્તર બને છે.

આયુર્વેદમાં અનેક દારુણ રોગોમાં બસ્તિ પ્રયોગોનું વિધાન છે. બસ્તિને અર્ધીચિકિત્સા કહેવામાં આવી છે અને ચરકસંહિતાના સિદ્ધિસ્થાનમાં આ જાતની અનેક સુંદર બસ્તિઓ આપવામાં આવી છે. પ્રથમ નિરૂહ બસ્તિ આપ્યા પછી અનુવાસન બસ્તિઓ ( સ્નેહ બસ્તિઓ ) આપવાની હોય છે. આધુનિકો હજી હમણાં હમણાં બસ્તિઓનો વિચાર કરતા થયા છે. પરંતુ ચરકના સમયમાં (ઈ. સ. પૂર્વે ) વાતરોગો ( લકવો, ગાઉટ, સંધિવા, ગૃધ્રસી ઈત્યાદિ )માં તેલબસ્તિઓ છૂટથી વપરાતી હતી. ગુદાની શોષણ શક્તિનો બહુ સરસ ખ્યાલ હતો. પરાશરે કહ્યું છે કે:—

" मूलं गुदं शरीरस्य सिरास्तत्र प्रतिष्ठिताः । सर्वं शरीरं पुष्णन्ति मूर्धानं [illegible] "

ગુદા એ શરીરનું મૂલ છે અને ત્યાં આવેલી અનેક સિરાઓ દ્વારા સ્નેહ શરીરમાં સત્વર શોષાય છે અને ગુદાથી મસ્તિષ્ક સુધી શરીરને પોષે છે.

નાકમાં તેલનાં ટીપાં ( નસ્ય ) મૂકીને અનેક જાતના [illegible] રોગો મટાડવા વૈદો

ભાગ્યશાળી થાય છે. આધુનિકો હમણાં હમણાં જાણવા લાગ્યા છે કે નાકની શ્લેષ્મકલા, શરીરની સર્વ શ્લેષ્મકલાઓમાં ઉત્તમ અભિશોષક ( absorbable ) છે. કેટલીક દવાઓનાં ઈન્જેકશનો આપવા કરતાં નાકમાં તેનાં ટીપાં નાખવાથી ઈન્જેકશન જેટલી જ ત્વરાથી દવાઓ શરીરમાં શોષાય છે. નસ્યવિધિ અને અનુવાસન બસ્તિઓ—આ બન્ને દ્વારા એ બન્ને સ્થાનોની શ્લેષ્મકલાઓનો માર્મિક અભ્યાસ પ્રાચીનોને હશે એમ માનવામાં અનુચિત કંઈ જ નથી. શ્લેષ્મકલાઓની વિગતમાં ઊતર્યા વિના, નસ્ય અને બસ્તિઓ દ્વારા દારુણ રોગો મટાડનારા આપણા પૂર્વજોના સૂક્ષ્મ નિરીક્ષણ માટે આપણને માન ઉત્પન્ન થાય છે. અસાધ્ય મનાતા રોગો નિરૂહ અને અનુવાસન બસ્તિઓથી જરૂર સારા થઈ શકે એમ છે. આ માટે સ્વતંત્ર હૉસ્પિટલ જોઈએ. આજ પરદેશી દવાઓ પાછળ જે કરોડોનું ખર્ચ થઈ રહ્યું છે અને છતાંય દેહ અને મન બન્નેની કુચ્ચરીઓ આ ચિકિત્સાપદ્ધતિ કાઢી રહી છે. આને સ્થાને કોઈ સખી દિલના, ભારતીય સંસ્કૃતિના ઉપાસક સજ્જન જો પંચકર્મ ચિકિત્સા માટે સ્વતંત્ર હૉસ્પિટલ ખોલે તો સમાજ પર અનહદ ઉપકાર થશે. એ દિન સત્વર આવે તો સારું. બાકી આજની ગતાનુગતિકતા એ વિવેકભ્રષ્ટતાની જ સૂચક છે એમ લાચારીથી કહેવું પડે છે. મન અને આત્માનો વિચાર કર્યા વિના જે ચિકિત્સા થઈ રહી છે એ ભયંકર ગોટાળું જ છે એમ કહેવામાં હું લેશ પણ અતિશયોક્તિ કરતો નથી. અસ્તુ.

શુદ્ધવારે, તૈલ બસ્તિઓ આપવાથી શા શા ફાયદા થાય છે તે જોઈએ:—

न तैलदानात् परमस्ति किञ्चित्
द्रव्यं विशेषेण समीरणार्ते ॥ २९ ॥
स्नेहेन रौक्ष्यं लघुतां गुरुत्वात्
औष्ण्याच्च शैत्यं पवनस्य हत्वा ।
तैलं ददात्याशु मनःप्रसादं
वीर्यं बलं वर्णमथाग्निपुष्टिम् ॥ ३० ॥
मूले निषिक्तो हि यथा द्रुमः स्यात्
नीलच्छदः कोमलपल्लवाग्र्यः ।
काले महान् पुष्पफलप्रदश्च
तथा नरः स्यात् अनुवासनेन ॥ ३१ ॥

( चरक सि. स्था. अ. १ )

વાત રોગો માટે તૈલથી બીજું એકેય ઉત્તમ દ્રવ્ય નથી. તેલ સ્નેહલ ગુણને લઈને રૂક્ષતા હણે છે; ગુરુ હોવાને લઈને શરીરની લઘુતાને હણે છે; ઉષ્ણતાને લઈને શરીરની શૈત્ય હરે છે. તેલ વાયુને હણીને, જલદીથી મનઃપ્રસાદ, વીર્ય, બલ, વર્ણ, જઠરાગ્નિપુષ્ટિ વધારે છે. વૃક્ષના મૂલમાં તેલ જેમ સિંચન કરવાથી તે લીલાંછમ પલ્લવોવાળું થાય છે, તેમ તૈલબસ્તિઓના પ્રયોગથી મનુષ્યો કાલે કરીને અનેક દારુણ રોગોથી મુક્ત થાય છે.

આ કવિની ભાષા નથી, એમાં લેશ પણ અતિશયોક્તિ નથી.

ટૂંકમાં, તલનું તેલ ઉત્તમ વાતઘ્ન છે, સારું બલકારક છે, ચામડી માટે અત્યંત હિત-

કર છે ( અને ચામડી એ શરીરમાં હૃદયથી બીજે નંબરે ઉપયોગી એવો અવયવ છે એ મેં મારી 'દિનચર્યા'માં બતાવ્યું છે. ત્વચા ઉપર તો કોઈ વૈદકવિ સુંદર કાવ્યો રચી શકે એમ છે. ) તેલ મેધા–બુદ્ધિ અને અગ્નિ–જઠરાગ્નિને વધારનાર છે. સંયોગ સંસ્કારથી તેલ સર્વ રોગોને હરનાર છે. તેલના પ્રયોગથી પ્રાચીન કાળમાં રાક્ષસો–દૈત્યાધિપતિઓ અતિબલસંપન્ન હતા. ( ચરક સૂ.-૨૭ )

આજ ગુજરાતમાં તલનું તેલ દુર્લભ થઈ ગયું છે. કરડીનું, રામતિલનું, મગફળીનું, કપાસીયાનું અને ડાલડાનું તેલ છૂટથી વપરાય છે. તલના વાવેતર માટે સરકાર અને મ્યુનિસિપાલિટિઓ, લોકલબોર્ડો વગેરેએ લોકમત કેળવવો જોઈએ. શ્રી સારું ગળતું નથી તેવે વખતે તલનું સ્વચ્છ તેલ ખાવા મળે તો સારું.

તલના તેલ વિષે આપણે જોઈ ગયા. હવે આપણે જે બીજાં તેલો વપરાશમાં લઈએ છીએ એ તરફ ઊડતી નજર નાખીશું.

કપાસીયાનું તેલ–ઘી મોંઘું હોવાથી પુરીઓ તળવામાં કે શાક, તેમજ મિષ્ટાન્ન બનાવવામાં આજકાલ આ તેલ છૂટથી વપરાય છે. નવસારીની કોટન સીડ મીલમાં રાસાયણિક રીતે શુદ્ધ કરેલું તેલ તૈયાર થાય છે અને એનો જથ્થો ઉપાડ પણ છે. ખાવાની દૃષ્ટિએ તલના કરતાં આ ઉતરતી કોટિનું છે.

સરસવ–સરસીયું તેલ ગુજરાતમાં બહુ નથી ખવાતું પરંતુ અન્યત્ર ખૂબ જ વપરાય છે. ઘણા લોકો અથાણામાં સરસીયા તેલનો જ ઉપયોગ કરે છે. સરસીયું તેલ "કૃમિઘ્ન છે ( germicide ), ચામડીના રોગો અને ખુજલીને દૂર કરનાર છે, પચવામાં લઘુ–હલકું છે, કફ, મેદ, અને વાયુને હરનાર છે, લેખન છે, કટુ છે અને દીપન કરનાર છે." ( ચરક )

હાથીપગાના રોગ ( શ્લીપદ ) વાળા દરદીને હમેશાં સરસીયું તેલ પીવા આપવા સુશ્રુતે જણાવ્યું છે ( સુશ્રુત ચિ. અ. ૧૯ ). કારણ કે શ્લીપદ એ કફ અને મેદનો વ્યાધિ આયુર્વેદજ્ઞોએ માનેલો છે. સરસીયું તેલ કફ અને મેદનો નાશ કરનાર છે. ચામડીના રોગોમાં ચરકે સરસીયું તેલ ખાવા આપવાની ભલામણ કરેલી છે.'

વાગ્ભટે સરસીયા તેલને કટુ, ઉષ્ણ, તીક્ષ્ણ, કફ, શુક્ર ( વીર્ય ) અને વાતને હરનાર છે, પચવામાં હલકું છે, રક્તપિત્તને જન્મ આપનાર છે, કોઠ ( શરીર ઉપરનાં ચકામાં ), કુષ્ઠ ( ચામડીના રોગો ), હરસ, વ્રણ અને બાહ્ય તેમજ આભ્યન્તર જંતુઓને જીતનાર છે, એમ કહ્યું છે.

રાઈનું તેલ–"રાઈ કફ અને પિત્તને હણનાર, તીક્ષ્ણ, ઉષ્ણ, રક્તપિત્તને કરનાર, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, ખુજલી, ચામડીના રોગો, કોઠ (ચકામાં), કૃમિ વગેરેને હણનાર છે, અતિ તીક્ષ્ણ છે." (ભાવમિશ્ર.)

રાઈ પિત્તને હણનારી કહ્યું છે તે ભૂલ લાગે છે. પિત્તને બદલે વાત, 'કફવાતઘ્ની' જોઈએ. એ અત્યંત તીક્ષ્ણ છે એટલે પિત્તને કરનાર છે. રાઈ વાયુ અને કફને હણનાર છે.

नरहरि कृत 'राजनिघण्टु'मां—

राई कटु, तिक्त, उष्ण छे : वायु, अरोळ, शळनो नाश करनार छे, पित्त उत्पन्न करनार छे अने दाह जन्मावनार छे : कफ-गुल्म, कृमि अने व्रणनो नाश करनार छे.

जेवा सरसवना गुण तेवा ज राईना गुण समजवा जोईए. अन्ने ओक ज वर्गनी वनस्पतिओ छे. अन्ने सगी बहेनो छे.

राई सफेद अने काळी—बे जातनी थाय छे. काळी राईमांथी वधु तेल (३० थी ३५ टका) हाथ आवे छे ज्यारे सफेदमांथी ओछुं (२० थी २५ टका) हाथ आवे छे. गुजरातमां सर्वत्र काळी राई ज वापरवामां आवे छे. आमां ओक जातनुं ऊडनारुं तेल (Volatile oil)—"allyl isosulpho-cyanide" छे जेने लीधे ज राई वाटतां अने पीसतां आंखमांथी पाणी आवे छे. राईमां स्फटिकाकार-crystalline-द्रव्य छे अने 'मार्यरोसीन' नामनुं फर्मेन्ट छे. ६०° जेटलुं गरम करवाथी राईना तेलमांथी आ मार्यरोसीननो प्रभाव नाश पामे छे अने पछी तेल खावालायक बने छे. राईनुं काचुं तेल आखो ज खावुं सलाहभर्युं नथी. काचुं तेले कटिशूल के वातजन्य शूळमां अभ्यंग माटे वपराय छे. बंगाळामां राईनुं तेल खूब खवाय छे पण तेमां दारुडीनां बीज भेळववामां आवे छे जेने लीधे त्यां Epedemic Dropsy-संक्रामक उदररोग-ना घणा दरदीओ जोवामां आवे छे.

करडीनुं तेल—करडी ओ महाराष्ट्र तरफनुं प्रचलित नाम छे. गुजरातमां ओने 'कसुंबो' तरीके ओळखवामां आवे छे. संस्कृत नाम 'कुसुम्भ' छे. प्रथम ओनां फूलमांथी कसुंबल रंग काढवामां आवतो अने तेनो मोटो वेपार चालतो हतो.

कोमळ पाननी भाजी खवाय छे.

सुश्रुते आ तेलना गुण नीचे मुजब आप्या छे:—

विपाके कटुकं तैलं कौसुम्भं सर्वदोषकृत् ।
रक्तपित्तकरं तीक्ष्णमचक्षुष्यं विदाहि च ॥

कसुंबानुं तेल विपाकमां कटु छे, वात पित्त अने कफ–सर्व दोषोने करनार छे, रक्त अने पित्तना विकारो जन्मावनार छे. तीक्ष्ण छे, आंखो माटे नुकसानकारक (अचक्षुष्य) छे, विदाहि (खाटा ओडकार जन्मावनार) छे.

चरक कहे छे के करडीनुं तेल रुक्ष, उष्ण, अम्ल, गुरु, पित्तकर, सारक छे.

'राजनिघंटु'मां—

कुसुम्भ तैलं क्रिमिहारि तेजोबलापहं यक्ष्ममलावहञ्च ।
त्रिदोषकृत् दृष्टिबलक्षयञ्च करोति कण्डूञ्च करोति दृष्टेः ॥

कसुंबानुं तेल कृमिघ्न छे, शरीरना तेज अने बल अन्नेने हरनार छे, यक्ष्मा अने मल-बन्नेने लावनार छे, त्रिदोष-वातपित्त कफ-ने करनार छे, आंखना बळनो क्षय करनार छे, आंखमां चेर-खुजली उत्पन्न करनार छे.

आ ज लेखके करडीनी भाजीने 'दृष्टिप्रसादं कुरुते' आंखो माटे हितकर गणाव्युं छे. पानना शाक अने बीजना तेल वच्चेनो तफावत ध्यान खेंचे ओवो छे.

गुजरातमां तलना तेलमां मगफळी, करडी, वगेरे तेलोनो भेळ करवामां आवे छे. करडीनुं तेल आंखो माटे खराब छे, तेज अने बळनो ह्रास करनार छे माटे ते न ज खावुं सारुं छे.

**દીવેલઃ**—તલના તેલ પછી પ્રાધાન્ય દૃષ્ટિએ દીવેલનો નંબર આવે છે એ જ એની ઉપયોગિતા બતાવવા બસ છે. દીવેલ સામાન્ય રીતે ખાવાના કામમાં નથી આવતું પરંતુ આ દેશમાં ઘણી જગ્યાએ દીવેલનું મોણ નાંખી બાજરી બનાવી ખાવાનો રિવાજ છે. રેચ લેવા માટે પણ દીવેલનો બહોળો ફેલાવો છે. સુશ્રુત કહે છે કે:—

"દીવેલ મધુર, ઉષ્ણ, તીક્ષ્ણ, દીપન, કટુ અને પાછળથી સહેજ કષાય રસવાળું, સૂક્ષ્મ સ્રોતોમાં પ્રસરનારું, સ્રોતોવિશોધન, ચામડીને સારી રાખનાર (ત્વચ્ય) અર્થાત ચામડીને માટે હિતકર, વૃષ્ય, વિપાકમાં મધુર, વયઃસ્થાપન (લાંબા વખત સુધી તારુણ્યને સ્થિર રાખનારું), યોનિદોષનું તેમજ પુરુષના વીર્યમાં કોઈ જાતનો દોષ હોય—તે બન્નેનું શોધન કરનાર; આરોગ્ય, મેધા, કાન્તિ, સ્મૃતિ અને બળને આપનાર, વાયુ અને કફને હણનાર, અધોભાગ દોષહર—વિરેચન કરનાર છે.

રાજવલ્લભ કહે છે કે દીવેલ કફ વધારનાર છે, વાતરક્ત (ગાઉટ), ગુલ્મ, હૃદ્રોગ (હાર્ટ ડીસીઝ) અને જીર્ણજ્વરને હરનાર છે.

**ડોળીયું:**—મહુડાના તેલને પંચમહાલ તરફ ડોળીયું કહેવાય છે. મહુડાનું સંસ્કૃત નામ મધૂક એટલે ડોળીયું=મધૂકતૈલ. આ ડોળીયું ચોકખું હોય તો ઘીના જેમ જ ગરીબ લોકો એને ખાય છે. રસમાં મધુર કષાય છે, કફ અને પિત્તનું પ્રશમન કરનાર છે.

મહુડાનાં પુષ્પ જે તાજાં અને સૂકાં ખાવાના કામમાં આવે છે, તે પૌષ્ટિક છે, મધુર છે. ફળને 'ડોળીઓ' કહેવામાં આવે છે. ડોળીઓનું તેલ એટલે ડોળીયું.

**કોપરેલ:**—કોપરેલ ખાવાના કામમાં નથી આવતું[1] કારણકે તે સુપાચ્ય નથી. આ તેલનું ગલનબિંદુ બહુ ઓછું છે છતાંય તે માખણના પગ પાસે બેસવા યોગ્ય નથી. એમાં ઘણા એસિડો છે જે પાચનક્રિયા વખતે એસિટોનને જન્મ આપે છે. મૃદુ જઠર-વાળાઓ માટે આ તેલ નુકસાનકારક છે. આ તેલને પરિષ્કૃત—રીફાઈન્ડ—કરવામાં આવે છે ત્યાર પછી ખવાય છે. ઘીમાં આ તેલનો ભેળ છૂટથી કરવામાં આવે છે. મીઠાઈવાળાઓ આનો ઉપયોગ કરે છે. સુશ્રુતે આ તેલને જઠરાગ્નિને મંદ પાડનાર, અભિષ્યન્દી, વાતપિત્તનું શમન કરનાર, શીતવીર્ય તરીકે ઓળખાવ્યું છે.

આ સિવાય તેલો અનેક પ્રકારનાં છે. ફળોનાં જે ગુણો તે જ તેના તેલના ગુણો સમજી લેવા.

દરેક જાતનાં વનસ્પતિ તેલોમાં વિટામિન 'ઈ' જે પ્રજોત્પાદક અથવા વંધ્યત્વનાશક વિટામિન તરીકે ઓળખાય છે, તે છે. આ સિવાય એ. બી. સી. ડી. વિટામિનો તેમાં નથી હોતા. દરેક તેલ સામાન્ય રીતે વાતઘ્ન છે, પૌષ્ટિક છે. પ્રાણિજ સ્નેહો કરતાં વનસ્પતિ સ્નેહો ઊતરતી કોટીનાં મનાય છે.

卐

[1] પાણીવાળાં નાળિયેરને ફોડીને તેનું ખમણ કરવું. આ ખમણમાં સહેજ ગરમ પાણી છાંટીને તેને જાડા કપડા વડે ગાળી લેવું. આ દૂધ જેવા પદાર્થને ધીમા તાપે અગ્નિ ઉપર મૂકવો. માખણનું જેમ ઘી તાવે છે તેમ આને ગરમ કરવું. સ્વચ્છ તેલ જેવું થાય એટલે તેને ઉતારી લેવું. આ નાળિયેરમાંથી આશરે ના શેર તેલ નીકળી શકે છે. આ તેલ ખાવાના કામમાં ખુશીથી લઈ શકાય. કોકોનટ ઓઈલની જગ્યાએ આ તેલ વાપરી શકાય એવું છે. અઠવાડિયું ચાલે એટલું જ તેલ દર વખતે કરવું. વાસી તેલ ન વાપરવું. આ પ્રમાણે બનાવેલ નાળિયેરનું તેલ બાળકોના માલીસ માટે તેમજ વાળ વધારવા માથામાં નાખવા માટે ઘણું જ સારું છે. કોઈ પણ ટેર કોઈક કરતાં આ પ્રમાણે તૈયાર કરેલ તેલ ચડિયાતું છે. એનાથી વાળ વધે છે અને માથામાં ઠંડક રહે છે. બજારમાં કોપરેલ તેલ મળે છે તે સૂકા, સડી ગયેલાં કોપરાંમાંથી યંત્ર દ્વારા કઢાય છે. આ તેલ ખાવામાં કે બીજા કામમાં ન જ વાપરવું હિતાવહ છે.

અત્યુત્તમ પૌષ્ટિક ચાટણ—

દરેક જાતની અશક્તિ તથા નબળાઈ માટે

# અમીરીજીવન [રજીસ્ટર્ડ]

અકસીર પુરવાર થયેલું છે. જ્ઞાનતંતુની નબળાઈ, ધાતુક્ષીણતા, ખાંસી વગેરે નાબુદ કરી લોહી વધારે છે. ક્ષીણ થયેલા શરીરને નવપલ્લવિત બનાવે છે.

કિંમત તોલા ૧૦ ની શીશીના રૂા. ૧-૬-૦; રતલના રૂા. ૪-૮-૦

*

## — સ્ત્રીઓના —

પ્રદર, ઋતુદોષ, વંધ્યત્વ, ગર્ભાશયના રોગો, સુવાવડ, જીર્ણજ્વર તથા સુવાવડ પછીના દરેક જાતના રોગો માટે

# સુંદરીસંજીવની

હાથીવાળી છાપ

અમૃત તુલ્ય છે. કિંમત બાટલીના રૂા. ૧-૪-૦

**ઊંઝા આયુર્વેદિક ફાર્મસી : ઊંઝા** (ઉત્તર ગુજરાત)

સોલ એજન્ટ : **મેસર્સ એસ. રમણ એન્ડ કું.** ગાંધીરોડ, અમદાવાદ

દરેક સ્થળે એજન્ટો જોઈએ છે. એજન્સીના નિયમો તથા આયુર્વેદિક દવાઓનું સૂચીપત્ર મફત.




ગુજરાતનાં
અનેક કુટુંબોમાં
વખણાયેલી અને જાણીતી થયેલી
ઓ. કે. ની
ચા વાપરો
એજન્ટસ: જહાંગીર બ્રધર્સ
સ્ટેશન સામે : અમદાવાદ.



સ્વદેશી. . . . . . . . સસ્તી. . . . . . . સરસ

નેરોલની
વગર છાપ
શાહી



ફાઉન્ટન પેનના
તથા
બ્લ્યુ બ્લેક બારલા
વાપરો.

અનેક યુ. ઓફિસો, મીલો, શાળાઓ તથા સ્ટેરોમાં તેમજ આપણી દરેકે દરેક રાષ્ટ્રીય સંસ્થામાં વપરાય છે. તમારા સ્ટેશનરને નેરોલની શાહી માટે પૂછો:—

ધી નેરોલ એજન્સી તણ દરવાજા—અમદાવાદ.
બ્રાન્ચ:—શાહપુર દરવાજા બહાર, ગાંધીની વાસમાં.

"કદાચ પસ્તાવું પડે તે પહેલાં"

તમારા કુટુંબની સલામતી ખાતર    તમારા ઘડપણની સલામતી ખાતર

# તમારો વીમો

## ધી નાગપુર પાયોનિયર ઇન્સ્યુરન્સ કંપની લીમીટેડ

સ્થાપના : ૧૯૨૧    હેડ ઓફિસ : નાગપુર

માં જ ઉતરાવી

તમારા કુટુંબ પ્રત્યેની ફરજ અદા કરો.

છેલ્લા વેલ્યુએશન રિપોર્ટમાં જાહેર થએલું

ત્રિવાર્ષિક બોનસ

દર હજારે

| હયાતીના વીમા ઉપર | જિંદગીના વીમા ઉપર |
|---|---|
| રૂા. ૩૬ | રૂા ૪૫ |

વાર્ષિક પ્રિમિયમ ઉપર ૧૬ ટકો વળતર.

મહેનતુ તેમજ લાગવગવાળા પ્રામાણિક એજન્ટો
પગારથી અગર કમિશનથી જોઇએ છીએ.

વધુ ખુલાસા માટે મળો યા લખોઃ—

ઓફિસોઃ—
મુંબઈ, પુના, કલકત્તા.

મુંબઈ ઇલાકાના બ્રાન્ચ મેનેજર્સ
મેસર્સ ઇશ્વરલાલ આર. દેશાઈની કું.
બુરાનપુરી ભાગોળ, સુરત

# પ્રસ્થાન

। દૃષ્ટિપૂતં ન્યસેત્ પાદમ્ ।

આદ્ય [હાલ નિવૃત્ત] તંત્રી : રામનારાયણ વિ. પાઠક : સંચાલક : રણછોડજી કે. મિસ્ત્રી

પુસ્તક ૩૮ . શ્રાવણ : ૨૦૦૦ અંક ૪

## વિદાય દુનિયા !*—

ઉમાશંકર જોષી

વિદાય દુનિયા ! વિદાય હૃદયોર્મિલીલા બધી !
વિદાય સ્વજનો,—હતાં સુજન સૌ ય કેવાં ! મને
ન ઊણપ કશાની રાખી કદિ કોઇ વાતે ય, ને
ઠરી મનથી માગ્યું પાણી, દૂધે દૂધ, પ્રીતિ દીધી.
અને અમૃતથી મથ્યો હું દુનિયા ! તને તર્પવા,
કદીક સુખ ફેરવી હસી તું ફિક્કું ચિંતાવંતી,
કદીક મુજ આલિંગન નિરખી પ્રસન્ના થતી;
મને ઉર વધી રહી ઉલટ સૌ તને અર્પવા.

બધાંયે સર્જનઅગ્નિથી મૃત શું લેખશો એ ઉર?
ન ધૂળ 'બધું' કલ્પશો લઘુક જોઈને અંકુર ?—
ભલે સુધરજો ( અને સુધરશો જ ક્યારેક તો ! )
પરંતુ દુનિયા ! તને પલટવાનું રે આજ તો
અદૃશ્ય ઉરસ્પંદ એક લઈ ઓસરી જાઉં હું,
ઉરે તવ પ્રભાતસ્વપ્નસમ જો સરી જાઉં હું.

★

* નોંધઃ—તરુણ સામ્યવાદી કવિ ડૉ. ગોવિન્દ સ્વામીનું ૫ માર્ચ ૧૯૪૪ની સવારે અવસાન થયું હતું.

# બળ-બુદ્ધિ-તેજ

વધારનાર



# ઝંડુ
# ચ્યવનપ્રાશ



## આયુર્વેદનું

અનુપમ ઔષધ



ને

આજથી જ

સૌ કોઈ અજમાવવા માંડો

જીવનમાં

અતિ આવશ્યક

સ્વાદિષ્ટ—પૌષ્ટિક

ખોરાક



એ જ [જીવન]

લીલાં આંબળાં સાથે બીજાં પાચક
અને લોહી વધારનાર ઔષધો
મેળવી બનાવેલ

સાધારણ નબળાઈમાં અને મગજની
નબળાઈમાં સંગીન કામ આપનાર
સાત્વિક ઉપાય



ઝંડુ ફાર્મસ્યુટિકલ વર્કસ લી૦: મુંબઈ

અમદાવાદના એજન્ટ :

સોની લાલ અમૃત—ઝવેરી

અમદાવાદ



લવાજમ : હિંદમાં રૂ. ૫-૦-૦; બર્મા તથા પરદેશમાં શિ. ૭-૮-૦; છૂટક નકલ ૦-૮-૦

પ્રકાશક: રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી: ૧૨ બ. ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક: મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૨૭-૬-૪૪

# નીતિધર્મ અને સંસ્કૃતિ

મગનભાઈ પ્ર૦ દેસાઈ

આ માસના (જાનેવારી – ૧૯૩૮) 'હિબર્ટ જર્નલ'માં એક લેખક 'Religion in Modern History' પર લખતાં અંતે કહે છે,

"The prevailing tendency of modern civilization, among the Great Powers at any rate, is towards efficiency without morality. ......... No one can do more than guess whether society could remain efficient and survive permanently without religion, without morality. It looks as if such society or states would be even more prone to international war then Christian States are or were, and thus they might bring about the collapse of their civilization and give way before another Dark Age."

[P. 186]

યુરોપમાં પ્રવર્તવા લાગેલા, ધર્મના વિરોધનો આખો સૂર 'Efficiency without Morality'—નીતિધર્મની પંચાત વહોર્યા વગર કાર્યસિદ્ધિ મેળવવાની શક્તિ એ છે, એમ ઉપરનો લેખક બરાબર કહે છે. અને તે પ્રશ્ન કરે છે, "આવે રસ્તે વળતી સંસ્કૃતિ ટકશે ?" તેને અંદેશ છે કે, નહિ ટકે ને પાછી જંગલી દશા ઉપર આવી રહેશે. લેખક પોતાના લેખમાં ખ્રિસ્તી ધર્મને યુરોપીય સંસ્કૃતિનું એક મુખ્ય કારણ બતાવે છે; એ ધર્મે નીતિ પ્રવર્તાવીને સંસ્કૃતિનો આજનો માર્ગ નિર્માણ કર્યો, એ જો તમે દૂર કરશો તો પાછા હતા ત્યાં ને ત્યાં જ આવીને ઊભશો એમ, એથી કરીને, આ લેખક અનુમાન કાઢે છે. આ સાચું છે કે ખોટું એ પ્રશ્ન ભવિષ્યવેત્તાને જ સોંપીએ. આપણે ત્યાં પણ, યુરોપની ઉપરોક્ત માન્યતાના ઓછા ઊઠતા તો જાય છે. આને અંગે એક પ્રતિષ્ઠિત ઉદાહરણ ટાંકું તો બસ થશે.

જવાહરલાલજીની આત્મકથા (ગુજરાતી)ના ઉપોદ્ઘાતમાંથી. મહાદેવભાઈ લખે છે:—

"એક વાર બે સજ્જનોની સરખામણી કરતાં એઓ બોલેલા તે મને યાદ છે: 'મને તો પેલો માણસ વધારે ગમે છે, કારણ કે સંસ્કૃતિ વિનાના નીતિમાન માણસના કરતાં નીતિ વિનાનો સંસ્કૃતિવાન માણસ હું વધારે પસંદ કરું છું......ના વિચારો તરેહવાર છે, અનીતિભરેલા છે, આઘાત પહોંચે એવા છે; પરંતુ તે તેને સંસ્કૃતિભરેલી રીતે રાખે છે એટલે......(જુઓ પા. ૧૯ મું).

સંસ્કૃતિની વિદ્વત્તા-ભરી વાતો એકલી પણ નીતિધર્મના આચાર કરતાં આદરણીય લાગે, એ વસ્તુ 'Efficiency-without-Morality'—વાદની જ એક કક્ષા ગણાય, એ ચર્ચી બતાવવાની જરૂર નથી. અને આ પ્રવાહ આજે નવીન મનાતી વિચારસૃષ્ટિમાં ઠીક ઠીક સ્થાન પામતો જાય છે, એમ કહેવું કદાચ ખોટું નથી. નીતિધર્મને સંસ્કૃતિના એક મુખ્ય ઘટક તરીકે ન ગણવાથી જ આવા પ્રકારનો વિચ્છેદ પાડીને વિચાર શક્ય બને છે, એ પણ બતાવવાની જરૂર નથી.

નીતિધર્મથી અલગ એવી સંસ્કૃતિ હોઈ શકે ખરી ? એ સવાલ અહીં પૂછવા જેવો છે ખરો. સંસ્કૃતિનું ચણતર ક્યારે ને ક્યાંક નીતિ-બંધન વગર થઈ ન શકે એ સમન્વય એવું સ્પષ્ટ છે. સંસ્કૃતિનું અંગભૂત આ નીતિ-બંધન અમુક ખાસ કે નિરાળી જાતનું હોય

એમ બને. પણ કશા જ બંધન વગરની બેલગામ ચીજ સંસ્કૃતિ જેવી વ્યવસ્થિતિના નામને પાત્ર ન જ બની શકે. એટલે જ્યારે 'નીતિમાન માણસ કરતાં નીતિ વિનાનો સંસ્કૃતિવાન માણસ' કહેવામાં આવે છે, ત્યારે કહેવાનો ઉદ્દેશ તો એટલો જ હોય છે કે, પ્રચલિત નીતિવાળો ન હોય પરંતુ અમુક જે આપણને પસંદ છે તેવી નીતિની સંસ્કૃતિવાળો માણસ. એટલે, સારાંશમાં એક નીતિ સામે બીજી નીતિનો જ પ્રશ્ન એમાં હોય છે. પરંતુ ભાષા એવી રીતની મુકાય છે કે જાણે નીતિ અને સંસ્કૃતિ વિરુદ્ધ પણ હોઈ શકે, નિરનિરાળી વસ્તુ છે. નવીન વિચારસૃષ્ટિવાળાઓએ આ ભાષાભ્રમ દૂર કરવો જોઈએ અને પોતે જે નવીન નીતિને માનતા હોય છે તેનું સંશોધન કરી તે જ સ્પષ્ટ કહેવી જોઈએ. આજના આપણા દેશના સંજોગમાં આવા પ્રકારની સ્પષ્ટતા કરતા જવાની બહુ જરૂર છે.

૨૨–૨–૩૮

તા. ક.

આ લેખ કેટલાંક વર્ષ બાદ આજ છપાય છે. હું તો તે વિસરી જ ગયો હતો. વાચકે જોયું હશે કે, ૧૯૩૮ના જાનેવારીમાં 'હિબર્ટ જર્નલ' વાંચ્યા પરથી તે લખેલો છે. તંત્રીએ એ જૂનો લેખ અત્યારે છાપવા લીધો તેમાં વાંધો નથી. અંગ્રેજ લેખકે ત્યારે જે ભીતિ દર્શાવી હતી, તે આજે ખરી પડેલી જોઈએ છીએ. સ્વ. શ્રી. મહાદેવભાઈએ નોંધેલી બીના આપણને હજી ચેતવે છે, ને તેથી જ આ લેખ છ વર્ષ બાદ પણ તાજો રહે છે.

૨૬–૭–૧૯૪૪
ગુજરાત વિદ્યાપીઠ

મ. પ્ર. દેસાઈ

★

## અખૂટ ભરિયા—

પૂજાલાલ

અખૂટ ભરિયા સમસ્ત સચરાચરે પ્રાણના
અસીમ નિધિઓ: દશે દિશ તરંગમાલા ધસે,
અનાહત સુણાય ગર્જન અગાધ ઊંડાણનાં
ઠર્યાં અરવ મૌનમાં; સ્વર સૂણી સૂણી ઉલ્લસે
પ્રફુલ્લિત બનેલ અંતર અપૂર્વ સંવાદમાં;
સ્ફુરે નયનતારિકા ગગનતારિકાના સમી,
અને હૃદયરશ્મિમા નવ પ્રભાતના રાગમાં
છવાય, પુલકપ્યાર આણએ બધુ રહે રમી.
જહાજ જગનાં પ્રવાસી થઈ શુભ્ર એમાં સરે
અજાણ પથ ખેડતાં, વિષમ કાલ ઝંઝાતણા
પ્રકોપ સહતાં, જતાં પરમ સ્વપ્નને બંદરે
જહીં અમૃત શાંતિધામ વિલસંત સોહામણાં,
સુકાન પર છે અદૃશ્ય કર કો મહા પ્રેમનો;
થશે સફર સિદ્ધ સર્વ—અવકાશ ના વ્હેમનો.

# આચાર્ય પ્રફુલ્લચંદ્ર રૉય

ડૉ. યશવંત ગુ. નાયક

ટૂંકું ખાદીનું ધોતિયું, નાની કફની અને પીછોડી જેવા ઉપરણાથી સજ્જ થયેલા ગાંમડિયા જેવા દેખાતા અને ટૂંકી દાઢીવાળા ડોસાને જોતાં કોઈને પહેલી નજરે એમ ન લાગે કે એ એક મહાન વિજ્ઞાનશાસ્ત્રી હશે. ડૉ. રૉયનું નામ આજે હિંદમાં જ નહિ પરંતુ જગતભરમાં જાણીતું છે. હિંદુસ્તાનમાં આધુનિક કાળના રસાયણશાસ્ત્રના શોધખોળના પિતા તરીકે રૉય ઓળખાય છે. હિંદુસ્તાનના અનેક જાણીતા વિજ્ઞાનશાસ્ત્રીઓએ એમના ચરણે પ્રેરણા મેળવીને હિંદના વિજ્ઞાનને સમૃદ્ધ બનાવ્યું છે. આ ઉપરાંત બેંગાળ કેમિકલ વર્ક્સના સંસ્થાપક તરીકે, એક મહાન ત્યાગી અને દાનવીર તરીકે ડૉ. રૉયને ઉદ્યોગના ક્ષેત્રમાં કોઈ નહિ ઓળખતું હોય, એવું ભાગ્યે જ બને. આચાર્ય રૉયની સાધુતા, નિર્મળ ચંદ્રિકાની જેમ આપણા દેશમાં સર્વત્ર તેની સુધાશાન્તિ રેલા રહી છે. અને ગાંધીજીને બાદ કરીએ તો ડૉ. રૉયની નમ્રતાની જોડી હિંદમાં અન્યત્ર મળવી મુશ્કેલ છે. એમની લેબોરેટરીમાં એક નાની સરખી ચારપાઈ ઉપર સાદું પાથરણું પાથરી આરામ લેતા વિદ્યાર્થીએ એમને જોયા હશે, ત્યારે જ એમની નમ્રતા અને ભવ્ય ત્યાગનો ખ્યાલ આવે છે. હિન્દના લાખો અને કરોડો દરિદ્રનારાયણ અને ભૂખે મરતા કિસાનોના તો નમ્રસેવક છે. એ સેવાના કોડ પૂરા પાડવા એઓ ધનસંપાદન કરીને તેનો બીજાને માટે ઉપયોગ કરે છે અને પોતે અકિંચન વ્રત પાળે છે.

મોટા રસાયણશાસ્ત્રી હોવા ઉપરાંત રાજકારણ, અર્થશાસ્ત્ર, ઉદ્યોગ અને વિજ્ઞાન વગેરે બાબતોમાં પણ એ પારંગત છે. આ પ્રમાણે અનેકવિધ દિશાનું જ્ઞાન મેળવીને એમણે તેનો ઉપયોગ આખા જીવનમાં માત્ર લોકસેવા કાજે કર્યો છે. એ સેવાની તમન્નામાં કંઈ અડચણ ન આવે તેટલા માટે એમણે સારૂંયે જીવન અપરિણિત ગાળ્યું છે. એમનો જન્મ ઈ. સ. ૧૮૬૧માં થયો હતો. ૧૮૭૯માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી એમણે પરદેશ જવાની શિષ્યવૃત્તિ મેળવી. આથી જ એ ઇંગ્લેન્ડ જઈ ઊંચી કેળવણી લેવા પામ્યા. ઇંગ્લેન્ડમાં ૭ વર્ષ રહી એમણે ડૉક્ટર ઑફ સાયન્સની ઊંચી પદવી પ્રાપ્ત કરી. હિંદમાં પાછા ફરતાં આવીને તુરત જ બનેલો બનાવ એમના જીવનકાર્યનો પ્રેરક થઈ પડ્યો. બંગાળના કેળવણીના અધિકારી પાસે જઈ એમણે નોકરીની માગણી કરી. એમની લાયકાત વગેરે જાણી એ અધિકારીએ કહ્યું, "તમે આટલી લાયકાત ધરાવતા હો તો અહિં નોકરી શોધવા કરતાં શા માટે કોઈ ઉદ્યોગ શરૂ કરતા નથી ? કદાચ મારા જેવા શેઠાકને તમે નોકર પણ રાખી શકશો." આ વાક્ય વ્યંગમાં બોલાયું હોય કે સલાહરૂપે; પરંતુ આચાર્ય રૉયે હિંદભરમાં નામાંકિત થયેલી બંગાળ કેમિકલ વર્ક્સની સ્થાપના કરીને એ કથન અક્ષરશઃ સાચું પાડી બતાવ્યું. આજે એ કારખાનાના મેનેજરને બે લાખ રૂપિયા કમિશન મળે છે, એ કંપનીની મૂડી પચાસ લાખ રૂપિયાની છે. એમાં ૧૮૦ માઈલ લાંબી સ્વતંત્ર રેલવે છે. આજે એશિયામાં મોટામાં મોટું ગંધકના તેજાબનું કારખાનું એમાં છે. આ ઉદ્યોગની શરૂઆત પ્રફુલ્લચંદ્રે માત્ર ૭૫૦ રૂપિયામાં કરી હતી. એ કારખાનાને લીધે લગભગ ૨૦૦૦ માણસોને રોજી મળે છે, અને હિંદમાં વીસ લાખ રૂપિયાની દવા વેચાય છે.

ડૉ. રૉય ૧૮૮૯માં કલકત્તાની પ્રેસિડન્સી કૉલેજમાં પ્રોફેસર નિમાયા; અને ૨૮ વર્ષ

નોકરી કરી નિવૃત્ત થયા. વિદ્યાર્થીઓને રસાયણનું જ્ઞાન આપવા ઉપરાંત એમણે શોધખોળ તરફ ધ્યાન દોડાવ્યું. એમના હાથ નીચે હિંદભરના અનેક વૈજ્ઞાનિકોએ કેળવણી લીધી છે, અને તેઓ પણ જગતભરમાં નામાંકિત થયા છે. પ્રફુલ્લચંદ્ર રોયની રસાયણશાસ્ત્રની શોધે એમની તથા એમના વિદ્યાર્થીઓની કીર્તિ જગતભરમાં પ્રસારી છે. ખરેખર આથી જ પ્રફુલ્લચંદ્ર રોય હિંદના વિજ્ઞાનશાસ્ત્રના પિતા તરીકે ઓળખાય છે. ફ્રાન્સના રસાયણશાસ્ત્રીએ રસાયણનો ઇતિહાસ લખ્યો તેમાં હિંદના પ્રાચીન રસાયણવિજ્ઞાનનો ઉલ્લેખ માત્ર પણ ન કર્યો. પ્રફુલ્લચંદ્રે એ વસ્તુ તેમના ધ્યાન પર આણી ત્યારે તેમણે કટાક્ષ કર્યો કે, "હિંદના વિજ્ઞાન વિષે જાણવાના સાધનો નથી અને જો એવું વિજ્ઞાન કંઈક હોય તો આ માટે તમે એકાદ પુસ્તક લખતા નથી ?" આ કટાક્ષનો જવાબ વાળવા પ્રફુલ્લચંદ્રે સંસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો અને થોડાંક વર્ષમાં હિંદના પ્રાચીન વિજ્ઞાન વિષે એક અપૂર્વ ગ્રંથ તૈયાર કર્યો. આ ગ્રંથને લીધે હિંદનું ગૌરવ વધ્યું છે.

આજે પોણોસો વર્ષ પસાર કર્યાં છતાં ડૉ. રોય ચપળ છે અને હજુ પણ ઘણીવાર પ્રયોગશાળામાં શોધખોળનું કાર્ય કરે છે. અનેક વિદ્યાર્થીને માર્ગદર્શન કરવામાં મદદ આપે છે. અત્યારે એમના સમયનો મોટો ભાગ એઓ સ્વદેશીના પ્રચાર અને સ્વદેશસેવામાં ગાળે છે. આટલો મોટો રસાયણનો ઉદ્યોગ શરૂ કર્યાં છતાં હાથ–ઉદ્યોગ ઉપર એમની અડગ શ્રદ્ધા છે. એ દિવસમાં દરરોજ બે કલાક નિયમિત કાંતે છે. એમનું માનવું છે કે હિંદના ગરીબોનો ઉદ્ધાર ખાદી જેવા હાથ–ઉદ્યોગોમાં જ છે.

એમનો ત્યાગ અને દાન પણ એટલાં જ જાણીતાં છે. જ્યારે બંગાળામાં કેળવણીની પ્રગતિમાં સરકાર વધુ પૈસા ખરચી ન શકે તેવી સ્થિતિમાં હતી ત્યારે એમણે પોતાને કૉલેજના પ્રોફેસર તરીકે મળતો પગાર ન લેવાનું જાહેર કર્યું. નિવૃત્ત થયા પછી પણ એમણે યુનિવર્સિટીની સેવા, વિના વેતને આજસુધી ચાલુ રાખી છે. એમની સ્વતંત્ર માલકીનો ઉદ્યોગ એમણે લિમિટેડ કંપની બનાવી તેને સોંપ્યો ત્યારે કંપનીની સ્થાવર મિલકતની કિંમત લીધી નહિ, અને એક ડિરેક્ટર તરીકે એમને પરાણે કેટલાક શેરો આપવા પડ્યા. એમણે આજસુધીમાં અનેક સખાવતો કરી છે. હાલમાં હિંદમાં રસાયણના સંશોધનકાર્ય માટે ૧૧ લાખ રૂપિયાનું દાન કર્યું છે. સાદું અને ઉદ્યોગીજીવન ગાળી છેલ્લાં પચાસ વર્ષથી એ હિંદની અનેક રીતે નિઃસ્વાર્થ સેવા કરતા આવ્યા છે. એ સેવા કરવા માટે જ એમણે અપરિણિત જીવન ગાળ્યું છે. સ્વદેશસેવા, વિજ્ઞાનસેવા અને જનસેવા માટે આજે પણ એ જ ઉત્સાહથી, એ જ પરિશ્રમથી, એ જ ખંતથી અને એકધારી સહૃદયતાથી કાર્ય કરી રહ્યા છે. ગાંધીજીના પરમ ભક્ત હોઈને ગાંધીજીની પેઠે જ પોતાના જીવનની જરૂરિયાતો બને તેટલી ઓછી જ રાખી છે. પોતાના સમયનો મોટો ભાગ ખાદીના પ્રચારદ્વારા દેશની નિર્ધનતા ટાળવામાં અને બીજા ઉદ્યોગોની અભિવૃદ્ધિમાં ગાળી રહ્યા છે. એવા સંતની સેવાથી હિંદની સંસ્કૃતિમાં અને કીર્તિમાં અનેકગણો વધારો થયો છે.

આવા એક ત્યાગવીર વૈજ્ઞાનિકનું ૮૩ વર્ષની પાકટ વયે કલકત્તા ખાતે જુનની ૧૬ મી તારીખે અવસાન થયું છે. એમના અવસાનથી હિંદે એક મહાનસેવક અને એક મહાન વિજ્ઞાનના ઉપાસકને ગુમાવ્યો.

"કદાચ પસ્તાવું પડે તે પહેલાં"

તમારા કુટુંબની સલામતી ખાતર    તમારા ઘડપણની સલામતી ખાતર

# તમારો વીમો

## ધી નાગપુર પાયોનિયર ઈન્સ્યુરન્સ કંપની લીમીટેડ

સ્થાપના : ૧૯૨૧    હેડ ઓફિસ : નાગપુર

માં જ ઉતરાવી

તમારા કુટુંબ પ્રત્યેની ફરજ અદા કરો.

છેલ્લા વેલ્યુએશન રિપોર્ટમાં જાહેર થએલું

ત્રિવાર્ષિક બોનસ

દર હજારે

| હયાતીના વીમા ઉપર | જિંદગીના વીમા ઉપર |
| --- | --- |
| રૂા. ૩૬ | રૂા ૪૫ |

વાર્ષિક પ્રિમિયમ ઉપર ૧૬ ટકા વળતર.

મહેનતુ તેમજ લાગવગવાળા પ્રામાણિક એજન્ટો
પગારથી અગર કમિશનથી જોઈએ છીએ.

વધુ ખુલાસા માટે મળો યા લખો:—

મુંબઈ ઈલાકાના ચીફ મેનેજર્સ

મેસર્સ ઈશ્વરલાલ આર. દેસાઈની કું.

સુરતનપુરી ભાગોળ, સુરત

ઓફિસો:—

મુંબઈ, પુના, કલકત્તા.

# ગોરસી:

ઠાકોરભાઈ ભાણાભાઈ નાયક બી. એ. ( ઓનર્સ )

તમે મને અત્યારે ગોરસીના સ્વરૂપમાં જુઓ છો. મારા પૂર્વજન્મની કવિતા હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય વગર કોણે વિચારી હશે? પેલી 'પ્રસ્થાન'માં સુંદરમ્ અનુવાદિત આવેલી તે; નીચે હરીનનું નામ ન હતું તે કવિતાને ભૂલી ગયા કે?!! ચાલો, ત્યારે હું જ એને ગદ્ય-સ્વરૂપે કહી દઉં: મારા આગલા જન્મમાં હું સૂરજના ગૌદમાંથી ફૂલો માટે મધુ ખેંચતી ધરતી હતી; શિશિરના ખૂબ ઠંડા પવનમાંથી ફૂલો માટે પરિમલ એકઠી કરતી પૃથ્વી હતી; અને ચોમાસાના ભયાનક ઘોઘમાંથી શરદ્ માટે પ્રસન્નતા ભેગી કરતી જમીન હતી!! તે વખતે વર્ષાનાં ઘનઘોર વાદળાં સંધ્યાકાળે ક્ષિતિજ આગળ આવી મને ચૂમી જતાં: શરદ્‌નાં વાલ્મીકિ-વર્ણ્યાં પીળાં પીળાં અનાજો મને વાવરી નાંખી જતાં: અને વસંતનાં બહુરંગી કુસુમો મારાં કર્ણાભરણ બની રહેતાં. આ સઘળાં મારાં સાથીસંગાથીઃ આજે એમને છોડીને મારે નવું, જુદું રૂપ લેવું પડે છે.

પેલી ગન્ધવતી પૃથ્વીને કુંભારે ઘડી, અને મારો અવતાર થયો. મેં કુમ્ભકારને જોયો, એ માણસ હતો. મારા જેવું જ એ પૈ એક ઘડતર જ હતો એમ મને લાગવા માંડ્યું. બનાવ્યા વગર વસ્તુ ઉત્પન્ન કેમ કરી શકાય? આપણે જે બધું જોઈએ છીએ એ કંઈકનું પરિણામ છે. ત્યારે એ કંઈક શું હશે? ને કંઈકનો કર્તા કોણ હશે?? માનવતાની ગોરસીના કુંભારની ભાળ ન મળતાં ઈરાનનો પેલો બુઝર્ગ ઉમ્મર ખય્યામ બોલી ઊઠે છેઃ

"Who the pot pray and who the potter?" તમે માણસો, ઉપરથી જોતાં તો ખૂબ સાદા લાગો છો; પણ જરાક જ ઊંડે જતાં તમારી માણસજાત જેવી ગૂંચવણભરેલી, અનુત્તર પ્રશ્નોના પડદા પાછળ રહેલી એકે વસ્તુ લાગતી નથી. એ કોયડાનો ઉત્તર મારા જેવીને હાથે ન આપી શકાય.

તમે ધારતા લાગો છોઃ "આ બિચારી ગોરસી માટીની બનેલી, કાં તો કોઠારમાં રહે કે કાં તો મહીઆરીને માથે ચડે. આ સિવાય એનું કોણ?" પણ ભાઈ, રાખો. તમે જાણો છોઃ ઘણી વખત રાત્રિની રખારણ વિરાટ આકાશની ગોરસી માથે મૂકી ચંદનું માખણ વેચવા નીકળે છે. સર્વ કોઈ આ સુભગ દશ્યને પડતું મૂકી ઊંઘી જાય છેઃ જો આ મહાદ્ સૌંદર્યનો તમને ખપ હોય તો કોઈ દિન જાગતા રહેજો. એ માનીજાને કોઈની પડી નથી; એ આહીરનારી તો આધે આધેના કોઈ પ્રદેશ તરફ તારાનાં ફૂલડાં વેરતી ચાલી જાય છે. આટલા સરસ કાવ્યને તમે કેમ જતું કરો છો? શું માણસ જાતને અધિકાર જ ન હશે?? જોઈ? આવી આવી તો મારી સખીઓ છે.

વાહ! મારે તો હજી ઘણું ઘણાં સંદીપેલું છે. આજે યે વૃંદાવનની બંસીના ધ્વનિ મારે કાને સંભળાયા કરે છેઃ રાધાના સ્નેહાર્દ્ર શીરે બેસતાં જોયેલી એની મદઘેલી આંખો ભૂલાતી નથીઃ દાણ માગતા કૃષ્ણની સાથે એ સુંદરીનો થયેલો મધુકલહ આંખ આગળથી ખસતો નથી. 'ગોપ-સખા'ની લકુટોના ઘા તો હજી સાલી રહ્યા છેઃ અને ગોપીની ઝળકઝંટેયો ટપટપ પડતાં ગોરસબિંદુની કવિતા શ્રાવણનું વાદળું કે ઉષાસમયનું ઝાકળ પણ નથી આપવાનું એ વિચારથી ઓછું થયેલું દુઃખ પણ યાદ આવે છે!! ધન્ય મારો અવતાર! તે દિવસો જોવાના મળ્યા. ગયા તે દિવસો.

ના. હું ભૂલી નથી ગયો. આ પરમ દિવસે તો "મલયાનિલ"ની ગોવાલણી માથે ગોરસી મૂકી વેચવા જતી કાનુ લોકોને ગાંડા કરી મૂકતી. આ જમાનામાં યે મારાં નસીબ

ઉવકયાં લાગે છે: મારી એ મૈત્રિણીને ચંડી, ચપલા અને ચકોરાનાં ત્રિરંગી ચિત્રો જોવાની કેટલી મજા આવી હતી !? તમે તો એ વાર્તા વાંચીને જ ખુશ થઈ જાઓ છો. પણ અમે તો, એને નજરે દીઠી છે, એટલે પૂછવું જ શું ??

વળી પેલે દિવસે તો મેઘાણીએ ખૂબ ખૂબ વખાણેલી, વર્તમાન કવિતામાં મોહક ભાત પાડતી, ઉષાને કનક પગલે કવિતાભૂમિમાં પગલાં માંડતી, "આર્તની શ્રી"ની જેમ હસતી હસતી ચાલતી "ગોરસી" આવી. મારી ગ્રણથી કવિતાને વાચાળ બનાવવા માટે "ઇન્દુ"ને મારે કેટલાં અભિનંદન દેવાં ! એનો કેટલો પાડ માનવો ?? પ્રાચીન સમયની તેજવન્તી સીતા, શકુન્તલા અને દેવકી, મેનકા જેવી મૂર્તિઓથી માંડી એણે "જૂની નિશાળ" આગળનાં "જૂનાં પગરખાં"માં "ગુલાબ જાંબુ ખાતાં" ખાતાં કવિતા જોઈ છે. જોઈ તો છે જ પણ આબેહુબ નિરુપી પણ છે. આ "ગોરસી"માં માનવતાની કરૂણતા છે; "અલખ વ્યોમમાં એકલ" પહોંચવાના પ્રયાસ છે; પ્રભુનાં કોઠીકિરણની તીવ્ર ઇચ્છા છે, પ્રભુની ફિલસૂફી છે; જૂનાંનાં નવી આંખે દર્શન છે; દર્શનમાંથી ઉત્પન્ન થતો વિષાદ પણ છે; થોડું નૈરાશ્ય યે છે; અને બીજું ઘણું ઘણું છે. જવા દો. આ સઘળું ન હોય તો યે ગોરસી નામ જ એટલું કવિતા ભર્યું છે ! તમારે એનો આસ્વાદ લેવો જ પડશે.

ગોરસ ! જેનાં વેદે સોસો ઋચાએ ગાન ગાયાં છે; જેનાં આધુનિક પ્રજાસુધારકો હજાર હજાર વખાણે પ્રચાર કરે છે; અને જેનો બાળક આનંદથી ઉપભોગ કરે છે. એ ગોરસને ધારણ કરતાં મારે હૈયે હર્ષની અને ગર્વની હેલી થઇ છે ! જ્યારે ઘરની ગૃહિણી મને ખાલવવા કરે છે ત્યારે જસોદાનું ગાયભર્યું ઘર, જસોદાને વળગેલો માખણચોર વગેરે યાદ આવે છે.

તમારે ત્યાંની કોઈ ડોશી ચોરના ધાકથી શંકા ન જાય એટલા માટે ગોરસીઆમાં જ પોતાનું ધન રાખી મકતી !! આ ડોશીમા યે કોઈ કોઈ વખત યાદ આવે છે.

અને......,

પણ અરે, તમે તો કહેતા લાગો છો: अलमतिप्रसङ्गेन । એટલે હું નાજુક ચાંગવાળી આગળ કેમ કરી વધી શકું ??


સ્વદેશી. . . . . . . સસ્તા. . . . . . . સરસ

નેરોલની
લંગર છાપ
શાહી




ફાઉન્ટન પેનના
તથા
બ્લ્યુ બ્લેક બાટલા
વાપરો.

અનેક મ્યુ. ઓફિસો, મીલો, શાળાઓ તથા સ્ટોરોમાં તેમજ આપણી દરેકે દરેક રાષ્ટ્રીય સંસ્થામાં વપરાય છે. તમારા સ્ટેશનરને નેરોલની શાહી માટે પૂછો :—

**ધી નેરોલ એજન્સી** ત્રણ દરવાજા—અમદાવાદ.
બ્રાન્ચ :—કાલુપુર દરવાજા બહાર, ગાંધીની લાઇનમાં.

ઉનાળામાં આરોગ્ય!!!

# ➤ આયુર્વેદાશ્રમ ફાર્મસી લિ૦ ➤

[ અહમદનગર ]

યંત્રની સહાયતા વિના ઊંચી દવાઓ બનાવનાર.

☆

રક્તશુદ્ધિ, મળશુદ્ધિ અને તંદુરસ્તી માટે પ્રસિદ્ધિ પામેલું

## રક્તદોષાંતક

મગજને શાંતિ આપનાર અને માથાના વાળ વધારનાર ખુશબોદાર

## મુકુલ

થાક ઉતારી મનને શાંત બનાવી આશાએશ આપનાર આલ્હાદક પીણું

## નીહાર

વગેરે દવાઓનો ઉપયોગ કરી આરોગ્ય પ્રાપ્ત કરી શકાય છે. ઉપરાંત જુદા જુદા રોગોથી મુક્ત થવા માટે પણ અમારે ત્યાંની દવાઓનો સારો ઉપયોગ થાય છે.

ડૉક્ટરો-વૈદ્યોને અમારી દવાઓ વાપરવા ખાસ ભલામણ છે.

: : લગભગ બધે જ અમારા એજંટો અને સ્ટોકિસ્ટો છે : :

ગુજરાત અને ઉત્તર થાણા જિલ્લાના સોલ એજંટ:—

ભારતીય ઉદ્યોગ પ્રચાર કાર્યાલય

૧૪, ભાસ્કરલેન, ભુલેશ્વર, મુંબઈ-૨

# અંગ્રેજ મુત્સદ્દી—આર્થર બાલ્ફર

( રોજનિશીમાંથી ઉતારો )

મૂળ લેખક : વિઠ્ઠલરાય ઘાટે
અનુવાદક : ગુલાબભાઈ મંકોડી

લંડન—૧૯ મી માર્ચ—૧૯૩૦. આજે સવારે લૉર્ડ બાલ્ફર ૮૨ વર્ષની વયે અવસાન પામ્યા. તેમના જીવન પેઠે તેમનું મૃત્યુ પણ ગંભીર અને નિર્વિકારમય હતું. તેમની મૃત્યુ-શય્યા પાસે, સ્ત્રીપુત્રાદિ, આપ્તજન, મિત્રશિષ્ય વગેરે કોઈનું ટોળું ન હતું. મરતાં પહેલાં, બાળબ્રહ્મચારી બાલ્ફરે, જેમ્સ કોલમન કે જેણે ૩૨ વર્ષ સુધી વફાદારીથી પોતાની સેવા કરી હતી તે નોકરને પાસે બોલાવીને તેનો હાથ પોતાના હાથમાં લઈ, તેઓ શાંત પણે બોલ્યા, "Good bye, James. Thank you very much for all that you did."

જેમ્સ મોં ફેરવી ગયો. બાલ્ફર બોલ્યા, "મારા ગયા પછી ( અથવા મારા મૃત્યુ પછી ) બારીના પડદાઓ નીચા ન પાડતો. વારુ. હવે તું જા."

જેમ્સે અતિશય દુઃખી થઈ ઓરડી છોડી. આ બાજુ એક ઓશીકાં પર વળીને બાલ્ફરે શાંતિથી આંખ મીંચી.

"હું આવતી કાલે બહારગામ જવાનો છું, કપડાં બાંધ" એવું હંમેશનું મામૂલી કામ નોકરને કહીએ એ રીતે હળવા શબ્દો જેમ્સની વિદાય લઈ બાલ્ફરે ઇહલોક છોડ્યો.

કોઈએ તેના મૃત્યુલેખમાં લખ્યું છે કે: "If Asquith was the last of the Romans, Balfour was the last of the Greeks!". ખરેખર દેહથી અને મનથી બાલ્ફર ગ્રીક હતા. ઊંચું શરીર, વિશાળ અને સુંદર આંખો. દેવગુરુ બૃહસ્પતિએ પણ પૂજવા લાયક એવું કપાળ.

ગોલ્ફની રમત ઇંગ્લૅન્ડમાં તેમણે જ લોકપ્રિય કરી. ખુલ્લાં મેદાનમાં રમવાનું, ફરવાનું તેમને ખૂબ પસંદ હતું. રમતગમતની પસંદગી પ્રમાણે બાલ્ફરની બુદ્ધિમત્તા પણ ગ્રીક હતી. એ બુદ્ધિમત્તાએ ઍરિસ્ટોટલની પેઠે, સુશિક્ષિત અને ગ્રાત જગતને દોરવણી આપી; આશ્ચર્ય માત્ર એ જ કે બાલ્ફર ઍરિસ્ટોટલ પછી બે હજાર વર્ષે થયા હતા. તેમનું જગત —તેમના સમયનું જગત—ઍરિસ્ટોટલનાં જગત કરતાં કેટલું બધું વ્યાપક, વિવિધ અને વિશાળ હતું. આ અફાટ જગતમાંનાં વિવિધ-જ્ઞાનને પચાવી, એ જ્ઞાન પોતે ઉપાર્જિત કર્યું છે તે ભૂલી જઈ, બાલ્ફર જગતના નાશપ્રેરિત સામે ન જોતાં, પશ્ચિમની બાજુ ન વળતાં, સીધા આગળને આગળ ધાયા અને સૉક્રેટિસે જેટલી શાંતિથી વિષપાન કર્યું તેટલી જ શાંતિપૂર્વક આ આધુનિક ગ્રીક પુરુષે આ ફાની દુનિયાની વિદાય લીધી. તેમનું કર્તૃત્વ અપાર હતું. પચાસ વર્ષ સુધી તેઓ સ્વરાષ્ટ્ર સમક્ષ ઊભા રહ્યા હતા—અનિચ્છાથી ઊભા હતા અને વિવિધ પ્રકારનાં કાર્યો કરતા હતા. લંડન ટાઇમ્સે તેમના મૃત્યુલેખમાં એક સુંદર વાક્ય લખ્યું છે; "Nothing less than the whole life could have disclosed the whole man in him." બાલ્ફરની વિભૂતિ એટલી મહાન હતી કે તેનું સર્વાંગી સ્વરૂપ વ્યક્ત થતાં ૮૨ વર્ષ લાગ્યાં.

સૌથી વિશેષ તો એ કે બાલ્ફર ખરેખર ભાગ્યશાળી હતા. અમીર કુટુંબમાં જન્મ, સેસિલ નામનાં ઐતિહાસિક, ખાનદાન, વૈભવસંપન્ન અને બુદ્ધિસંપન્ન કુટુંબથી સગાઈ, ગર્ભશ્રીમંતાઈ, બુદ્ધિમત્તા, સુંદર શરીર. ઈશ્વરે માનવીને આથી વિશેષ શું આપવું

જોઈએ ? બાલ્ફરની બુદ્ધિ અતિશય ચિકિત્સક હતી. કોઈ પણ પ્રશ્નની બન્ને બાજુ તેમને તુરત જ દેખાઈ આવતી. કોઈ પણ પ્રશ્ન ઉપર તેઓ સમતોલ બુદ્ધિથી બોલતા. તેમનાં ભાષણમાં અતિશયોક્તિ ન હોય—ઉત્પ્રેક્ષા, ઉપમા ન હોય, લાંબા લચક વાક્યો ન હોય. તેમની બુદ્ધિ કોઈ પણ વિવાદગ્રસ્ત પ્રશ્નનું પૃથક્કરણ કરવા લાગી કે પછી શત્રુ અને મિત્ર-પક્ષ એક સરખી આતુરતા અને પ્રસન્નતાથી તેમનાં ભાષણો સાંભળે. ભાષણને અંતે તાળીઓનો ગડગડાટ થાય, મિત્રો અભિનંદન આપે; બાલ્ફરને તેની ખબર પણ ન હોય ! નીચે બેસતાં વળી પાછા તેમના હોઠ બીડાઈ જાય, વળી તે વિચારમાં મગ્ન થઈ જાય. પાર્લમેન્ટમાં પ્રતિપક્ષ તરફથી પ્રશ્નો અને ઉપપ્રશ્નોનો મારો ચાલતો હોય ત્યારે બાલ્ફર લાંબા પગ કરીને આંખો મીચીને બેઠા હોય. તેમના ચહેરા ઉપર કોઈ પણ પ્રકારનો વિકાર નજરે ન પડે. બાલ્ફર કેટલાંય વરસો સુધી એક મહત્વના પક્ષના નેતા હતા. તેમણે પરરાષ્ટ્રીય રાજકારણ (foreign ministership) ચલાવ્યું, મુખ્ય પ્રધાનપદ પણ અનુભવ્યું, છતાં પણ તેઓ સમાજવિમુખ હતા, એકાંતપ્રિય હતા. તે રાજ્યયોગી હતા. ગોલ્ફ અથવા ટેનિસ રમતાં રમતાં પણ તેમનું તત્વજ્ઞાનવિષયક ચિંતન ચાલુ જ રહેતું હશે. રાજ્યદરબારમાં લેવ્હી (Levy) દરમિયાન, રાજકારણી મેહ્ફિલોમાં, અથવા ભોજનપ્રસંગોએ, દરબારી પોષાકથી વિભૂષિત થયેલા બાલ્ફર એ કોલાહલ વચ્ચે પણ કદાચ આત્મ-નાત્મવિચાર કરતા હશે.

બાલ્ફરે ૫૦ વર્ષ સુધી પોતાના રાષ્ટ્રને પોતાનું બુદ્ધિ સર્વસ્વ ખોબેખોબા ભરીભરી પાયું. હૃદય માત્ર પોતા માટે સાચવી રાખ્યું હતું. કેમ જાણે કે પરમેશ્વરે સુંદર આત્માની ભેટ આપતાં તે આત્માને મિત્રપ્રેમની કે શત્રુપ્રેમની શરવૃષ્ટિની અસર ન થાય એટલા માટે તેને ફરતું અભેદ્ય કવચ ચડાવ્યું હતું. કેમ જાણે કે પોતા તરફથી જગતના તરુણોની બે પેઢીને સૌંદર્ય, સૌખ્ય તથા તેની સાથે જ સત્ય અને શિવનો સંદેશો આપવાનો છે એ જાણતા હોવાથી બાલ્ફરે શરૂઆતથી જ તે કવચને પ્રયત્નપૂર્વક વિશેષ અભેદ્ય બનાવ્યું હતું. પ્રેમ, સુખદુઃખ, આશાનિરાશા, પ્રત્યક્ષ મરણ, એ કોઈનો કવચ ભેદીને અંદર પ્રવેશ થવા પામ્યો નહીં. બાલ્ફરનો સુરક્ષિત આત્મા છેવટ સુધી નિર્વિઘ્નપણે પોતાનું કામ કરતો રહ્યો અને છેવટે મૃત્યુશય્યા પાસે ઊભેલા નોકરને પણ બહાર મોકલી દઈ બાળબ્રહ્મચારી બાલ્ફર એકાંતમાં વિરામ પામ્યા. The Last of the Greeks ! The Last of the Greeks !



## વિશ્વયોજના

ભારદ્વાજ

: શિષ્ય :

આ વિશ્વની એક સમગ્ર યોજના
પ્રયોજનાર્થે લયકાળ કેરાં
ઘડી હશે કે મનબુદ્ધિ એનાં
દિને દિને ઘાટ કૂડાં કૂડાં કરી
મોં ફાડમાં મૃત્યુ તણી ધકેલતી ?

## વિશ્વાસ વધારતી વિગતો અને આંકડાઓ

તેવીસમો ત્રિવાર્ષિક આંકણીનો અહેવાલ

- મૃત્યુ-અંદાજના અનુભવમાં સુધારો અને
- ખર્ચ-પ્રમાણમાં થએલ ઘટાડાની રજૂઆત કરે છે.

૩ ટકાના વ્યાજના ધોરણે કંપનીની જવાબદારી આંક્યા પછી

ત્રિવાર્ષિક ચોકખો નફો

રૂ. ૧,૫૦,૮૮,૦૯૨

આથી પોલિસી હોલ્ડર્સની અનામતમાં રૂ. ૫૪ લાખનો વધારો થયો છે.

| | |
|---|---|
| જાહેર થયેલ બોનસો | જિંદગીના વીમાની રૂ. ૧૦૦૦ની પોલિસી દીઠ વાર્ષિક રૂ. ૧૪-૮-૦ |
| | મુદતીના વીમાની રૂ. ૧૦૦૦ની પોલિસી દીઠ વાર્ષિક રૂ. ૧૦-૮-૦ |

## ઓ રિ એ ન્ટ લ

ગવર્નમેંટ સીક્યુરિટી લાઈફ એસ્યોરન્સ કું. લી॰

સ્થાપના : ૧૮૭૪ ] [ હેડ ઑફિસ : મુંબઇ.

બ્રાંચ ઑફિસ : ઇલેક્ટ્રીસિટી હાઉસ, લાલ દરવાજા, અમદાવાદ.

બ્રાંચ સેક્રેટરી : શ્રી. ઇન્દ્રવદન ચુનીલાલ મહેતા, બી. એ., એલએલ. બી.




ગુ જ રા ત નાં

અનેક કુટુંબોમાં

વખણાયેલી અને જાણીતી થયેલી

## ઓ. કે. ની

ચા વાપરો

એજન્ટસઃ જહાંગીર બ્રધર્સ

સ્ટેશન સામે : અમદાવાદ.


અનુક્રમણિકા

અત્યુત્તમ પૌષ્ટિક ચાટણ—

દરેક જાતની અશક્તિ તથા નબળાઈ માટે

# અમીરીજીવન [રજીસ્ટર્ડ]

અકસીર પુરવાર થયેલું છે. જ્ઞાનતંતુની નબળાઈ, ધાતુક્ષીણતા, ખાંસી વગેરે નાબુદ કરી લોહી વધારે છે. ક્ષીણ થયેલા શરીરને નવપલ્લવિત બનાવે છે.

કિંમત તોલા ૧૦ની શીશીના રૂા. ૧-૬-૦; રતલના રૂા. ૪-૮-૦

☆

## — સ્ત્રીઓના —

પ્રદર, ઋતુદોષ, વંધ્યત્વ, ગર્ભાશયના રોગો, સુવાવડ, જીર્ણજ્વર તથા સુવાવડ પછીના દરેક જાતના રોગો માટે

# સુંદરીસંજીવની

હાથી છાપ

અમૃત તુલ્ય છે. કિંમત બાટલીના રૂા. ૧-૪-૦

**ઊંઝા આયુર્વેદિક ફાર્મસી : ઊંઝા** (ઉત્તર ગુજરાત)

સોલ એજન્ટ : **મેસર્સ એસ. રમણ એન્ડ કું.** ગાંધીરોડ, અમદાવાદ

---

દરેક સ્થળે એજન્ટો જોઈએ છે. એજન્સીના નિયમો તથા આયુર્વેદિક દવાઓનું સૂચીપત્ર મફત.



For

**Honesty, Service & Integrity**

(1) The Commercial Mills Co, Ltd. Ahmedabad.

Fabrics combine Durability
Attraction & Fashion.

(2) The New Commercial Mills Co. Ltd. Ahmedabad.

Gopi Fabrics
Bears the Stamp of
Integrity, Quality, Strength & Colours.

(3) The New National Mills Ltd. Ahmedabad.

Nuna Fabrics
is
A Happy Blend
of
All that is
Superior, Durable & Fashionable.

(4) The Sentinel Assurance Co, Ltd. Bombay.

Shields you from risks Personal
AND
Those of Business

**Life & Fire,**
**Motor & Accident**

PURELY INDIAN CONCERNS
INSIST ON OUR SERVICE

# અરવિન્દ

એટલે

અનોખા વસ્ત્ર માટે

**હિંદનું સૌથી વિખ્યાત કાપડ**

જેવાં કે સુતરાઉ સાડીઓ - ધોતીયાં - શર્ટીંગ
ટવીલ - ક્રેપ - પોપલીન - નેનસુક - લોન - મલમલ
ડોરીયા અને વોયલ.

તમે જે
કાપડ ખરીદો



તે ઉપર આ
માર્કો જુઓ.

વર્ષ ૧૯
અંક ૧૧

૨૦૦૦
ભાદ્રપદ

# પ્રસ્થાન

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

આદ્ય [હાલ નિવૃત્ત] તંત્રી
રામનારાયણ વિ० પાઠક

સંચાલક
રણછોડજી કે० મિસ્ત્રી

## સ્વાગત

જરા થંભી ગાડી; સડક પર ઊભા સહુ ભમે,
પુકાર્યો 'ગાંધીનો વિજય' હરખે ગદ્ગદ રવે
અને બાપુ કેરું અમિત સુખ જોયું સ્મિતભર્યું,
સુશીલાને ઝાલી કર ઊતરતા પૂજ્ય હળવે-
નિહાળ્યા બાપુને; જ્યમ શમવી સર્વ હૃદયે,
કરુણાનું એનાં નયન છલકે અમૃત નર્યું.

ન શું એણે વેઠ્યું! મરણપથ મહાદેવ પળિયા;
ગયાં બા; એ લાંબાં અનશન; કટુ બોલ અરિના;
સુકાની વિનાની, નિરખી, જતી રોળાઈ જનતા—

ઊભી'તી ડો' વૃદ્ધા જઈ નજીક ત્યાં ફાટક તણી;
નમેલી શી કાયા, થર થર થતા હાથ, નિરખી
રહી એ બાપુને સજલનયને, એમ પૂછતી:
"અહો! ગાંધી આવ્યા? અહીં શું કરી આ મુંબઈ મહીં?"
રહી આપે ઊભી, શિર કર ધરી, લીધ દુઃખણું.

નિહાળું છું, મોટી નયનમીટ શું રાષ્ટ્રજનની
રહી વૃદ્ધા રૂપે પુરુષવરનું સ્વાગત કરી!

નાથાલાલ દવે

# બળ-બુદ્ધિ-તેજ

વધારનાર

# ઝંડુ
# ચ્યવનપ્રાશ

## આયુર્વેદનું

અનુપમ ઔષધ

ને

આજથી જ

સૌ કોઈ અજમાવવા માંડો

જીવનમાં

અતિ આવશ્યક

સ્વાદિષ્ટ—પૌષ્ટિક

ખોરાક



એ જ [જીવન]

લીલાં આંબળાં સાથે બીજાં પાચક
અને લોહી વધારનાર ઔષધો
મેળવી બનાવેલ

સાધારણ નબળાઈમાં અને મગજની
નબળાઈમાં સંગીન કામ આપનાર
સાત્વિક ઉપાય



ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લી૦: મુંબઈ

: અમદાવાદના એજન્ટ :

ભોગીલાલ બ્રધર્સ—ગાંધીરોડ

અમદાવાદ

# 'રાજકીય વિ૦ આર્થિક' પ્રગતિવાદ

મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

૧

ક્રિપ્સ-યોજનાના અસ્વીકાર પછી, આપણે ત્યાં જે નવી રાજકીય ભૂમિકા જન્મી, તેનું મુખ્ય લક્ષણ જો કાંઈ હોય તો એ જણાય છે કે, માત્ર રચનાત્મક કે સુધારપંથી હવે રાજકારણમાં પ્રગતિ કરવી અશક્ય છે; અને બનતી ત્વરાએ હિંદની પ્રજાના હાથમાં તેની રાજસત્તા આવી જવી જોઈએ,—એટલે કે, અંગ્રેજ રાજસત્તાએ જૂના કાળમાં જમાવી પાડેલું પોતાનું આસન, વિશ્વયુદ્ધ નં. ૨ ના નવા યુગમાં (જાતે સમજીને, કે જગતના તેના મિત્રો પાસેથી સમજીને) છોડી દઈ, તેના હકદાર એવા હિંદી પ્રજાજનોને સોંપવું જોઈએ; તેમાં તેનું અને સૌનું ભલું રહેલું છે, ને યુદ્ધમાં તેનો નૈતિક જય છે.

આ ભૂમિકા-ફેર નાનોસૂનો નહોતો. ગાંધીજીની જ વિચારણામાં કાંઈક ફેર આ હપ્તે બતાવી શકાય. અહીં એ યાદ રાખવું જોઈએ કે, આવી બાબતોમાં ફેર કાળાના ધોળા જેવો નહિ, પણ કઈ ચીજને પહેલું-પછી મહત્ત્વ અપાય છે, શેના ઉપર ભાર મૂકવામાં આવે છે ને તીવ્રતા બતાવાય છે, તે જાતનો ફેર હોય છે. અત્યાર સુધી ગાંધીજી રચનાત્મક કાર્ય દ્વારા સ્વરાજની કલ્પના કહી બતાવતા. તેમાં રચનાત્મક કાર્યને એક રીતનું પ્રથમ મહત્ત્વ હતું, અને તે આજેય તેમની નજરમાં છે. પરંતુ ક્રિપ્સ-યોજનાની નિરાશા બાદ તેમણે આ મહત્ત્વને જરા જુદી રીતે બતાવ્યું. તેને એમણે સ્વતંત્ર ભારતની પુનર્ઘટનાનો (અત્યારથી તત્કાલ અમલમાં આણી શકાય એવો) કાર્યક્રમ કહ્યો. તે જે વસ્તુઓને તેર-વિધ રચનાત્મક કાર્યક્રમમાં ગણાવે છે, તે બધી હમેશની છે, ને તેમાં મંડ્યા રહેવા માટે એ જ કારણ બસ છે. પરંતુ, એક એવી કલ્પના જે સમજાતી હતી કે, તે કાર્યક્રમ દ્વારા આપણે અમુક સમયમાં—બનતી ત્વરાએ સ્વરાજ હાંસલ કરવાનો પ્રશ્ન ઉકેલી શકીશું, એમાં કાંઈક ફેર થયો. તેનો પ્રસિદ્ધ દાખલો કોમી એકતા પ્રત્યેની દૃષ્ટિનો આપી શકાય. ગાંધીજીએ કહ્યું કે, ત્રીજો પક્ષ જ્યાં સુધી છે ત્યાં સુધી તે આ રચનાત્મક કાર્યનો આખરી ઉકેલ નહીં થવા દે. (જોકે તેનો અર્થ બે પક્ષોએ કશું કરવાનું જ નથી રહેતું એવો હરગિજ નથી થતો.) અને એ જ ન્યાયે, કહી શકાય કે, બીજાં અનેક કાર્યોમાં પણ કોઈ ને કોઈ રૂપે ત્રીજો પક્ષ આવે કે પડે જ છે; અને આથી કરીને માત્ર રચનાત્મક કામ દ્વારા તત્કાલ કરવાનું એવું સ્વરાજ્યપ્રાપ્તિનું કામ સાધવા માટે પૂરતું પીઠબળ જમા થઈ રહેશે, એમ નથી લાગતું. સત્યાગ્રહ જેવા શસ્ત્રની આથી જ તાત્ત્વિક જરૂર મનાય છે. પણ આપણે અહીં તે બધાનો વિચાર કરવા નથી નીકળ્યા. ઉપરના બધા પરથી કહેવા-બતાવવાની મતલબ એટલી છે કે, ૧૯૪૨થી હિંદનું રાજકારણ રચનાત્મક કામ અને સ્વરાજ વચ્ચેનો સંબંધ થોડીક નવી નજરે જુએ છે. આથી જ લૉર્ડ લિનલિથગોની સરકારે એ નવી ભૂમિકા ઉપર પોતાનો ઉગ્ર દંડ ઉઠાવ્યો ને જે હજી સમૂળો નીચે નથી મેલ્યો. અસ્તુ.

૨

પરંતુ આ જ બે વર્ષોના ગાળામાં સરકારે જે પોતાના રાજદ્વારી પાસા-દાવમાં ફેર બતાવ્યો છે, તેય એવો જ વિલક્ષણ છે, એમ માનો તોય ચાલ્યું છે કે, ઉપલા પ્રજાકીય માનસ-ફેરના જવાબ રૂપે જ એ છે. વર્તમાન પરિસ્થિતિના અભ્યાસીઓને ખબર છે કે, ગયા વાઇસરૉયની સરકાર પોતાની દંડ-નીતિ પર જ એવી મુસ્તાક હતી કે, બંગાળામાં દાણોપાણી ખૂટ્યાં તેનીય એને ખબર ન રહી ને લાખોના જાનને ભોગે જ તે જાગી, ને જે કાંઈ કર્યું તે કર્યું. પણ તે ખરેખર કશાયું નવા હાકેમના આવ્યે. આ હાકેમે

માત્ર દંડનીતિ દેખાડવા કરવા જરૂર નહોતી, કેમ કે તેની વધુ જરૂર રહી નહોતી; માત્ર 'ઉદ્-દંડ' રહેવાથી બસ હતું. પણ તેણે ગયા હાકેમના વારસા રૂપે પ્રજા-વિરોધી આડગતા ઉપરાંત જે નવી નીતિ શરૂ કરી તે 'યુદ્ધ-બાદ' પુનર્ઘટનાના મનોરાજ્યની. અને તેમાં તેણે ગાંધીજીને પણ નોતરું આપ્યું ને કહ્યું કે, રાજદ્વારી બાબતોમાં તો તમારે ને બ્રિટિશ સરકારે એક થઈ મળવું મુશ્કેલ લાગે છે; છતાં જે મોટું 'યુદ્ધ-બાદ' પુનર્ઘટનાનું કામ છે, તેમાં તમારા જેવા લોકમાન્ય પુરુષની પ્રતિષ્ઠા ભારે સેવા આપી શકે; અને એ કાંઈ નાનીસૂની વાત નથી. એમ સરકારે રાજકારણી પરથી રચનાત્મક કહેવાતા કાર્યક્રમને વધુ મહત્ત્વ આપ્યું, જે શરૂની પ્રજાકીય દૃષ્ટિથી ઊલટું બન્યું. અરે! જુઓ તો, ગાંધીજીનો આખો રચનાત્મક કાર્યક્રમ જ જાણે સરકારે—ભલે તેની લાલનીતિને હિસાબે—અપનાવ્યો છે, એમ બતાવી શકાય.

અને આ નીતિને અનુસરી સરકારે ભાત ભાતના બોર્ડ, કમિશનો, સમિતિઓ નીમી ભારે મોહક એવી યોજનાઓના રિપોર્ટ તૈયાર કર્યા. રેલવે, ખેતી, આરોગ્ય; શિક્ષણ વગેરે અનેક વાતો તેમાં લેવામાં આવી. મહત્ત્વની અને યુદ્ધ-કાળમાં તત્કાલ કામ દઈ શકે એવી તથા યુદ્ધ પછી તરત હાથ પર લેવાની થનારી એવી જે યંત્રોદ્યોગ-વિકાસની વાત, તેને—કોણ જાણે કયા દોરીસંચારથી!—હિંદના કેટલાક ઉદ્યોગપતિઓએ ઉપાડી લીધી, અને તેને સરકારે પોતાની ઢબે આશીર્વાદ આપ્યા. આ ઉદ્યોગપતિઓને ન્યાય આપવા ખાતર કહેવું જોઈએ કે, તેમણે તેમાં બહુ અગમચેતી ને સમજભેર એક કલમ મૂકી કે, આ બધી અમારી ગગનવિહારી વાતો રાષ્ટ્રીય સરકાર આવે ત્યારે તેને હાથે જ ભૂમિ પર ઊતરીને ચાલતી થઈ શકશે. અને તેમાં તેઓ ડાહ્યા નીવડ્યા છે, કેમ કે હવે આપણને પાર્લમેન્ટમાંથી સાંભળવા મળે છે કે, રાજકીય પ્રગતિ કરતાં આર્થિક ને સામાજિક પ્રગતિ હિંદ માટે બહુ જરૂરની છે! હિંદની પ્રજાએ છેલ્લાં બે વર્ષમાં પોતાના સ્વરાજ્યપ્રાપ્તિના પ્રશ્નને અંગે જે નવી ભૂમિકા માંડી—કે, રાષ્ટ્રીય સરકાર વગર હિંદનું નાવ હવે આગળ વધી શકે નહિ—તેના જવાબરૂપે આ નવી મીમાંસા આપણને શીખવવાનું શરૂ થાય છે. હિંદે આનાથી સંભાળીને ચાલવાનું રહે છે, કેમ કે, પ્રજાજીવનની મોટી એક નિયામક શક્તિ જે સરકારી-રાજસત્તા, તે વગર કોઈ પ્રજા સંગીન એવું ઓછું જ કામ કરી શકે, એ આજે વિવાદગ્રસ્ત વિધાન નથી. છતાં, શાણા એવા લોકો એથી ઊલટું કહે કે વર્તે તો એ કાલની જ બલિહારી છે!

૩

શિક્ષણની પુનર્ઘટના કે નવાં મંડાણ કરનાર માટે પણ ઉપરની બાબત વિચારવા જેવી છે. રાજસત્તા જોડે શિક્ષણને તો સૂક્ષ્મ છતાં ઘણો ગાઢ સંબંધ હોય છે. તેને જો ખરેખર રાષ્ટ્રીય શિક્ષણ કરવું હોય તો, એની કોઈ પણ વિચારણામાં ને અમલમાં રાષ્ટ્રીય સરકારની અગાઉથી હયાતી—ઉદ્યોગવિકાસ માટે પેલા ઉદ્યોગપતિઓએ ગણી તેમ—બહુ જરૂરી છે. આ સરકારની દખલ એમાં ન જ હોઇ શકે. એ જો ભૂલવામાં આવે તો આખું કાર્ય જ ઊંધે પાટે જાય અને તેમાં પુનર્ઘટના જેવું ભાગ્યે જ કંઈ હોઇ શકે; નવે લેબાશે છતાં કદાચ ગતાનુગતિક જ તે હોય. આથી કરીને મુંબઈના પદવીદાન-સમારંભ વખતે તેના કુલનાયકે જે ચેતવણીનાં વાક્ય કાઢ્યાં છે, તે સવેળાનાં ગણાય. મહારાષ્ટ્ર યુનિવર્સિટીની યોજનાના જયકર કમિટીના હેવાલ પર વિવેચન કરતાં તેમણે કહ્યું કે, તે કમિટીના રિપોર્ટ પર યુનિવર્સિટીના સત્તાવાળાઓએ વિચાર કર્યો છે, (શો તે એ નથી કહેતા.) પરંતુ ધારાસભાની આખરી મંજૂરી તેને બાકી છે. (૨) કલ્પેલી નવી પૂના યુનિવર્સિટીમાં મુંબઈ કરતાં ઝાઝો સુધારો જોવા મળતો નથી, એમ કેટલાક

## અલ ફાતિહા

સ્તુતિમાત્ર હો અલ્લા ! તને . જગદીશને,
કલ્યાણકારી ને કૃપાળુ ઈશને;
તું જ સ્વામી કર્મફલના સમયનો,
તારી જ ભક્તિ ને મદદ માગું અમો;
તું દોર અમને પંથ સીધા પર સદા,
તારા કૃપાપાત્રો તણા પંથે સદા;
કુમાર્ગ પર જે જે ગયા ત્યાં નહિ કદા.

મૂ. પુ. બારોટ

x. અલકુરાનની આ આદિપ્રાર્થના છે. ને જગતભરના મુસલમાનો એનો લગભગ નિત્ય-પાઠ કરે છે. આને સંક્ષિપ્ત કુરાનનું ઉપનામ પણ અપાયેલું છે.

---

## બોલીશ માં મોર !—

મોર ! બોલીશ માં મોર !
અંધારી રાતને પાછલે પહોર—મોર૦
પાછલી તે રાતની ઊંઘ મારી ઊડી, ગાજે ગગન ઘનઘોર,
એકલ આવાસમાં વીજલડી ફરૂકે, સરકે મારાં સપનાંનો દોર—મોર૦
તારે તે બોલડે ઊભરે અબોલા ને ઊતરે આ હૈયાનો તોર,
માની આ મન મારું થરથર કાંપે ને કંપે છે કાળજું કઠોર—મોર૦
જુગજુગ જેવડી રાત થઈ બેઠી, ક્યારે થાશે અરે ભોર ?
મટકું માંડું ને ત્યાં તો હૈયાની કુંજમાં ઊંડો આ શો મચે શોર !
મોર ! મોર ! મોર !
બોલીશ માં મોર !

ઉમાશંકર જોષી

---

માને છે. (૩) અને તે કહે છે કે, "એક વસ્તુ સ્પષ્ટ દેખાય છે કે, આખા દેશ માટે યુદ્ધ બાદ શિક્ષણ-નીતિ યોજાય અને નક્કી થાય ત્યાં સુધી મહારાષ્ટ્રે રાહ જોવાનું થાય.'

શિક્ષણ શું કે ઉદ્યોગ શું, અનેક રચનાત્મક કામોને માટે સૌ દેશહિતચિંતકોએ સંભાળીને ચાલવાનું છે કે, તેઓ સ્વતંત્રતાની મુખ્ય વસ્તુ ભૂલીને તેમાં ગૂંચાઈ ન જાય. નહિ તો તેઓ 'આર્થિક વિ૦ રાજ્યીય' પ્રગતિ અને વિકાસનો નવો જે સરકારી પ્રગતિવાદ દેશ પાસથી આવ્યો છે તેમાં ફસાશે, ને સ્વરાજ-પ્રશ્નને વળી વધુ ગૂંચવશે. આવા સંજોગોમાં, પ્રજાની નિજી શક્તિ, સમજ અને સંગઠન-બળથી જે થાય,—અને સ્વાતંત્ર્ય-પ્રેમી પ્રજા ધારે તો ઘણું કરી શકે—તે કરવા તરફ ધ્યાન, ખંત, ને ઊલટ તથા ઉત્સાહ રાખવાં; અને સરકાર-જાગતિ મદદમાં આવી, કંઇ થતા દેખાતામાં ફોદા સમજીને સ્વસ્થ રહેવું, એ સામાન્ય ધોરણ ગણાય.

૨૭-૮-'૪૪
ગૂજરાત વિદ્યાપીઠ

# તિતિક્ષા અને લાઘવ

શૌનક

કુદરત પણ કેટલીક વાર પોતાની વિનોદપ્રિયતા કેવી બતાવી આપે છે ! 'જરૂરિયાત વધારશો તો સમૃદ્ધ ને સંસ્કૃત (સુધરેલા) બનશો' એમ ગાઈવગાડીને કહેતી પાશ્ચાત્ય સંસ્કૃતિને જ વર્તમાન યુદ્ધની જનેતા બનાવી તેના જ મોંમાંથી 'જરૂરિયાત ઘટાડો' અને 'only if you must'નાં પ્રચારસૂત્રો કઢાવી તેણે અવળીતરાઈભરી ગમત નથી કરી ? સગવડો વધારી આપી પરતંત્રપણું અને તિતિક્ષાવૃત્તિને ભાંગી નાખનારી તથા કુદરતી અવસ્થાથી માણસને આઘો ને આઘો લઈ જનારી અર્વાચીન સંસ્કૃતિ જ એવી પરિસ્થિતિ પેદા કરી બેઠી કે તેને પોતાને જ 'ચલો કુદરત ભણી' જેવું જ કંઈક, અલબત્ત બહાદુરીભરી પીછેહઠની વ્યૂહરચનાની દૃષ્ટિએ, કહેવું પડે છે અને તિતિક્ષા કેળવવાની લોકોને અત્યારે શીખ આપવી પડે છે !

લોકોને કુદરતની આ ગમત—કોઈ વળી તેને તેણે લીધેલું વેર પણ ગણશે: એ તો જેવી જેની દૃષ્ટિ, મૂળ હકીકત તો છે તે જ છે—ની ઠીક પ્રસાદી મળી છે. તેણે પગનો ઉપયોગ ભૂલી ગએલા અનેકોને પગે ચાલતા કર્યા છે, લોકોને આગગાડીની મુસાફરી ઓછી નહિ કરતા તોય તેમાંની અસહ્ય ભીંસાભીંસ તથા હાલાકીને સહી લેતા કર્યા છે, અને અનેકોને ઝીણા ચોખા ને ઝીણા કાપડને બદલે જાડા ચોખા અને જાડાં તથા થોડાં કાપડથી તેમ ઓછી બ્લેડ, ઓછા કાગળ, ઓછા ઘાસલેટ અને ઓછા કોલસાથી ચલાવી લેતા કર્યા છે !

પણ અત્યાર સુધી લેખકો અને તેના ડાબાજમણા હાથ જેવા—ખરી રીતે તો આ ત્રણમાંથી કોણ મુખ્ય અને કોણ તેના ડાબાજમણા હાથ એ કહેવું જ મુશ્કેલ છે—પ્રકાશકો અને મુદ્રકો આ 'જરૂરિયાત ઘટાડો'ની ઝપટમાંથી કોરા રહી ગયા હતા. તાજેતરમાં અમલમાં આવેલા કાગળકસરના કાયદાદ્વારા 'લ્યો, તમે ય લેતા જાઓ' કહેતું 'જરૂરિયાત ઘટાડો'નું સૂત્ર, માગણી કે સલાહ તરીકે નહિ, પણ હુકમ બનીને આવી પહોંચ્યું છે. આવર્તવિંત સામયિક પત્રોને તો તેણે એક જ સપાટે પાતળા પાપડ જેવાં બનાવી દીધાં છે, અને લેખનના તો નહિ પણ મુદ્રણ–પ્રકાશનના વ્યવસાયને ઢંઢાગાર જ કરી મૂક્યા છે !

છાપખાનાવાળા તેમજ પ્રકાશકો આનાથી ભલે કકળી ઊઠે, પણ લેખકોએ કાંઈ કકળવા જેવું નથી. એમની કલમને મોંયે—કલમનું મોં કેટલું નાનું ને છતાં કેટલું મોટું છે, પેલા અણોરણીયાન્મહતો મહીયાન્ ભગવાન જેવું !—ડૂચો મરાતો નથી, કોઈ દુન્યવી સત્તાની પણ શક્તિ બહારની એ વસ્તુ છે. લેખક જેનું નામ, તે તો જગતનું રહસ્ય વધુ જાણનારો ગણાય અને એવા તરીકે તેણે સમજી લેવું જોઈએ કે દુનિયામાં જે જરૂરી હોય છે તે જ બને છે, અને દેખાતા અનિષ્ટમાં ય કોઈ શુભ સંકેત લપાયેલો હોય છે. ગમે તેવું લખ્યું ગમે તે છાપી આપવાની મુદ્રણયંત્રે સસ્તી બનાવી મૂકેલ સગવડે મુદ્રણ–પ્રકાશનના વ્યવસાયની ચરબી ઠીક વધારી દીધી હતી, એ કાયદાના નિયમનના આ ઉપવાસ જેવા કુદરતી ઉપચારથી હટી જશે. લેખકોમાં ય પોતાનાં પુસ્તકોની સંખ્યાવૃદ્ધિનો મોહ એ જ કારણે વધી ગયો હતો તે પણ ઓછો થઈ ગુણવત્તા પર તેમની નજર પાછી જઈને ઠરશે. આવું તો જરૂરી હતું એમ કહી સમાધાન લેખકો નહિ મેળવે ?

અને સામયિકોને માથે ભારે થઈ એમ કહી તેનો પારખારો કરવો પડે એવી સ્થિતિ સરજાઈ છે એ ખરું—એમની અત્યારની સિકલ જોઈને તેમના પ્રેમી કોઈ સાહિત્યનાં જીવડાઓને રડવું ય આવે તો નવાઈ નહિ—, પણ એ બાબતમાં ય 'કૃષ્ણ કરે તે ઠીક

કરે છે'નો વૈષ્ણવી સંતોષ લેવા જેવો છે. 'સાદી ભાષા સાદી કડી' વાળા શામળના દોહરામાંના 'સાદી' વિશેષણને બદલે 'ટૂંકી' મૂકીને એ દોહરાને પોતાના ધ્યેયમંત્ર કે લેખકોને સલાહ તરીકે મથાળે ટાંકવાની અનિવાર્ય જરૂર જેને માટે હવે ઊભી થઈ છે એવાં આપણાં સામયિકો તેના લેખકોને માથે શબ્દકસરની ફરજ નાખશે તે એક મોટો લાભ સાધી આપશે. અત્યારના જેટલું બધું નહોતું છપાતું ત્યારેય વિલાયત જેવા દેશનો શેક્સપીયર હૅમ્લેટમુખે 'શબ્દો, શબ્દો, ખાલી શબ્દો' પ્રત્યે પોતાનો અણગમો વ્યક્ત કરી ગયો હતો. અત્યારે તો એને આપઘાત કરવાનું મન થાય એટલો બધો વાણીવિલાસ મુદ્રણકળાને મુબારક પ્રતાપે વધી પડ્યો છે. સામયિકોના લેખકોને ટૂંકું જ લખવાનું જરૂરી બનતાં, શબ્દોના ઉડાઉ દુર્વ્યયને ટાળી, 'પરહરી વસ્ત્ર ને વળગે સૂથે' એવો અત્યારલગી ખેલેલો ખેલ ખતમ કરી, જ્યારે એક એક શબ્દની કીમત હતી ને જ્યારે અર્ધી માત્રાના લાઘવ કે બચાવથી પુત્રોત્સવનું સુખ મણાતું હતું એવા સૂત્રોના જમાનામાં જવાનું આવ્યું છે. અને ત્યાંથી ય આગળ વધી ઉપનિષદના પ્રજાના 'द, द, द,'ના અને છેક અંતે તો गुरोस्तु मौनं व्याख्यानंના જમાના સુધી પહોંચી જવાય તો ય શું? એ તો ઈષ્ટયોગ જ બનશે. આખરે તો વૈખરી એ વાણીનો સ્થૂલતમ પ્રકાર છે ને? ખરી વાણી તો મૌન પારની પરા જ ને? વાણીનું મૌન સાધી, મૌનની વાણીના સામર્થ્યનો, અને એમ 'મરીને જીવવાના મંત્ર'ના કે 'तेन त्यक्तेन भुंजीथाः'ના સત્યનો, પ્રકારાન્તરે સાક્ષાત્કાર એ તો લેખકની ચરમ સિદ્ધિ છે, એ દિશામાં પગલાં માંડવાનું ય આથી જ બનશે ને!

પણ ટૂંકું લખવાની દુઃસાધ્ય કળાની સાધના કરવા જતાં આ સિવાય બીજા ય અનેક ફાયદા લેખકને મળવાના. શબ્દની અભિધા, લક્ષણા ને વ્યંજના એ ત્રણે શક્તિઓના કુશળ જ્ઞાતા જે દરેક લેખક બનવું જોઈએ જ તેય બનાશે, અને એવું લખાશે જેમાંથી એ ત્રણે શબ્દશક્તિઓ વડે લભ્ય વાચ્ય, લક્ષ્ય અને વ્યંગ્ય એ ત્રણે પ્રકારના અર્થના અધિકારીઓ પોતાને માટેનો અર્થ ગ્રહણ કરી લેશે—જેથી અધિકારવ્યવસ્થા જાળવ્યાનો સંતોષ પણ લેખકને મળશે. વિવેચકોની 'શબ્દજાળ' એવી ગાળમાંથી ય બચી જવાશે. શબ્દના કોલાહલમાં ડૂબી ગએલ જગતને, પૃથ્વીને જળમાંથી બહાર લાવનાર વરાહ ભગવાનની માફક બહાર કાઢી તેમાંથી બચાવી લેવાનું શ્રેય પણ રળાશે. બ્રહ્માનંદસહોદર આનંદ જે કવિતા આપતી હોવાનું કહેવાય છે તે તો મળે ત્યારે, પણ સૂત્રકારોનો પુત્રોત્સવસહોદર આનંદ તો ભાષાલાઘવથી મેળવાશે જ. છેલ્લે તો સરસ્વતીની ઉપાસના જરા ય ઓછી ન થાય ને સંક્ષિપ્ત છતાં એ સત્ત્વશાળી થાય તેમ કરીને સામયિકોને સૂકવી નાખનાર કાયદાને હંફાવ્યો ગણાશે ને એ રીતે લેખકવર્ગનું અહં પણ ઊંચું રહેશે. કાગળઅંકુશના કાયદામાંથી ય આવા ફાયદા ખોળી કાઢી, તેના ડંખને આમ નિર્વિષ બનાવી દેવાશે. બોલો, આ બધા લાભો ઓછા છે? આપત્તિમાંથી ય સમાધાન ન મેળવે એ આર્યદૃષ્ટિ શાની?

તો પછી, પ્યારે લેખકબિરાદરો, તમે ખોટા કકળશો નહિ. ઓછામાં ઓછા શબ્દોમાં તમારું સમગ્ર વક્તવ્ય સમાવતાં શીખો, ને ઉપરના ફાયદા ઉઠાવો. ટૂંકમાં, લાઘવની સાધના કરી લઘિમાસિદ્ધો બનો. અને એમ કરીને ગાંધીજીને જેમ મુલાકાતીઓ માટે દીવાલ પર 'Be quick, be brief, be gone'—ગામઠી ભાષામાં કહીએ તો 'પોદામાં પતાવો ને ટળો'—એવી સૂચના કરવી પડી છે તેવી સામયિકોના તંત્રીઓને તમને સંબોધીને કરવાનો વારો આવવા જ દેશો નહિ!

★

"કદાચ પસ્તાવું પડે તે પહેલાં"

તમારાં કુટુંબની સલામતી ખાતર તમારા ઘડપણની સલામતી ખાતર

# તમારો વીમો

## ધી નાગપુર પાયોનિયર ઇન્સ્યુરન્સ કંપની લીમીટેડ

સ્થાપના : ૧૯૨૧ હેડ ઑફિસ : નાગપુર

માં જ ઉતરાવી

તમારા કુટુંબ પ્રત્યેની ફરજ અદા કરો.

છેલ્લા વેલ્યુએશન રિપોર્ટમાં જાહેર થએલું

ત્રિવાર્ષિક બોનસ

દર હજારે

હયાતીના વીમા ઉપર જિંદગીના વીમા ઉપર

રૂા. ૩૬ રૂા. ૪૫

વાર્ષિક પ્રિમિયમ ઉપર ૧૩ ટકો વળતર.

મહેનતુ તેમજ લાગવગવાળા પ્રામાણિક એજન્ટો
પગારથી અગર કમિશનથી જોઈએ છીએ.

વધુ ખુલાસા માટે મળો યા લખો:—

ઑફિસો:—
મુંબઈ, પુના, કલકત્તા.

મુંબઈ ઇલાકાના ચીફ એજન્ટ્સ
મેસર્સ ઇશ્વરલાલ આર. દેશાઈની કું.
બુરાનપુરી ભાગોળ, સુરત

'પ્રસ્થાન'નો વધારો
આદ્ = ૨૦૦૦

# 'પ્રસ્થાન'ના ગ્રાહકોને

આપનું લવાજમ આવતા અંકથી પૂરું થાય છે. અને હવે 'પ્રસ્થાન' ૨૦મા વર્ષમાં પ્રવેશ કરશે એ જણાવતાં અમને આનંદ પણ થાય છે. સારા સંજોગો હોત તો કેટલી યે યોજના કરી આપનો વધુ ને વધુ સહકાર મળે એમ કર્યું હોત. પણ આજના સર્વભક્ષી પુદ્ગલે જીવનના કોઈ પણ ક્ષેત્રને છોડયું નથી — કાગળ ઉપર પણ અંકુશ આવી ગયો છે, ૭૦ ટકા કાપ મૂકાયો છે, એને લીધે 'પ્રસ્થાન'નું કદ કેટલું ટૂંપણું થઈ ગયું છે એ પ્રત્યક્ષ છે. જે માસિક અમે ૬૪ પાનાંથી વધારીને ક્રમેક્રમે ૭૨, ૮૦, ૮૮ અને ૧૦૦ પાનાં સુધીનું આપ્યું હતું તે જ માસિક આજે આ કદમાં બહાર પાડતાં અમને કેટલું થતું હશે તે અમારું મન જ જાણે છે!

આ સંજોગોમાં, વધુ પાનાં આપી શકાય તે માટે વધુ ક્વોટાની અમે માગણી કરી છે, અને આશા છે કે વધુ પાનાં માટેની અમારી માગણી સ્વીકારાશે.

અમારા ચાલુ ગ્રાહકોને વિનંતિ છે કે તેઓ આ ચાલુ કદ તરફ ન જોતાં, આવતા બાર માસ માટે, અમને સાથ આપશે. 'પ્રસ્થાન'નો આ કટોકટી કાળ છે અને તે સમયે આટલા સાથની અમે આશા રાખીએ તો તે વધુપડતું નથી જ! છેલ્લાં બેત્રણ વર્ષથી અમારે આ જાતની અપીલ કર્યા કરવી પડી છે: અને આપે તેને માન પણ આપ્યું છે. આજના રંગ જોતાં, કદાચ, લડાઈ બાર માસથી વધુ નહિ લંબાય, એટલે, વધુ એક વર્ષ માટે આ અપીલ છે. આજે આ માસિકને ટકાવી રાખવું એ આપની ફરજ છે. અને અમને શ્રદ્ધા છે કે આપ જરૂર એટલો ભોગ એક વર્ષ માટે અચૂક આપશો જ.

આવતા વર્ષ દરમ્યાન શક્ય તેટલું વધુ મેટર આપવા અમે જરૂર યત્નશીલ રહીશું જ. માસિકને જીવાડવા ખાતર આપનો સહકાર, વધુ એક વર્ષ માટે આવશ્યક છે જ, અને તે આપી આપ અમને મદદ કરશો એમ ઇચ્છું છું.

## આવતો અંક વી. પી.થી

૧ નવા વર્ષનું લવાજમ રૂ. ૫–૦–૦ આ અંક મળે તરત જ મ. ઓ.થી મોકલી આપવા વિનંતિ છે.

૨ આવતો અંક તા. ૩૦–૯–૪૪ના રોજ પ્રસિદ્ધ થશે. તે દરમ્યાન જેમનું લવાજમ નહિ મળ્યું હોય તેમને એ અંક રૂ. ૫–૪–૦ના વી. પી.થી તા. ૨–૧૦–૪૪ના અરસામાં રવાના થશે, તે સ્વીકારી લેવા વિનંતિ છે.

૩ જેમને ગ્રાહક તરીકે ચાલુ રહેવું ન હોય તેમણે આ અંક મળે તરત જ તે મુજબ ખબર આપવી.

૪ અમદાવાદના ગ્રાહકોએ પોતાનું લવાજમ કાર્યાલયમાં ભરી જવું.

**વીસ-વીસ વર્ષથી ચાલતું આ માસિક આજે ફરજ તરીકે આપનો સહકાર ઇચ્છે છે. એને જીવાડવા ખાતર આપ જરૂરથી એના ગ્રાહક તરીકે ચાલુ રહેશોજી.**

તા. ક. વધુ ક્વોટા માટેની અમારી માગણી મંજૂર થઈ છે એટલે હવેથી દર મહિને વધુ પાનાં આપી શકાશે.

તા. ૨૯–૮–૪૪

રણછોડજી કે. મિસ્ત્રી
સંચાલક

# કવિજન!

આષાઢસ્ય પ્રથમ સુદિવસે
ક્ષિતિજે ઘનવૃંદોનાં દરસે,
કવિજનનું ઉર પ્રીતિરસે
ચમક્યું ચેતનમાં.
મેઘદૂતની મનભર વાણી
માંડી વાંચવા, ત્યાં ઉભરાણી
સ્મૃતિ. હતી જ સુદૂરે રાણી
શૂન્યનિકેતનમાં

આલ્મોડાના. ગઈ જ હમણાં
વેકેશન ગાળીને; નમણાં
નેત્ર તણી પજવી રહી રમણા
પરંતુ કવિમનમાં.
મેઘદૂત મૂકીને પડતું,
ચિંતવતું કવિઅંતર રડતું,
વિરહનિવારણ કોઈ ન જડતું
ગહરાં ચિંતનમાં:
વાયરમાં શું હૈયું સમાયે ?
કાગળ સઘળા સેન્સર થાયે.
મોકલીએ, જો કોઈ જાયે,
સંદેશો. પણ હા

વી.ડી. પર ક્યાં ટિકિટ મળે છે ?
વૃથા અરે મુજ આંસુ ગળે છે !
ઊંચે આ વાદળ ગગડે જે
તે મુજ દુઃખ મહા

પ્રિયા કને કરશે જ નિવેદન.
કાલિદાસ કે મુજમાં ભેદ ન
એને, કરશે વળી અચેતન
સેવા પ્રેમિકની.

પરંતુ પ્રિયને પૂછી જોઈએ,
—અણસમજી વાતે ન મોહીએ,
રડતાં પ્હેલાં આંખ લ્હોઈએ,
—એવા ડહાપણની
લ્હેરમાં પ્રિયને પત્ર મોકલ્યો:
'પત્રે ભાવ રહે અણઉકલ્યો.
કહો તો કહું સંદેશ મોકલો
વાદળની સાથે.'

વળતી ટપાલમાં પ્રત્યુત્તર
આવતો'ક પડ્યો ઘરઉંબર—
માં, અક્ષરની લઢણ સુસુંદર
રચેલ મૃદુહાથે.

ફાડીને કવિ સભર ઉમળકે
વાંચે : 'તારા ગીતની હલકે
રખે વ્યર્થ તે વાદળ છલકે !
હોયે ત્યાં જ હજી
તો કહેજે: વિણ ધાન્ય મરે છે
આખું બંગાળ, અને ટટળે છે
કંકાલો કણ માટ, લળે છે
દૃષ્ટિ પ્રભુસરેજી

ધૂળ મહીં ! તો કરે ધાન્યભર
મળે પહેલું જ માર્ગે ખેતર,
વર્ષીને ત્યાં મનભર સત્વર.
કહેજે કૈંક તું યે
બસ ત્યારે ! જો ઘંટ બજે છે,
બંગ રાહતે વળ્યો જે છે,
તે માટે સૌ વેશ સજે છે.
પ્હોંચું ઝટ હું યે.'

ઉમાશંકર જોષી

૩-૭-'૪૪

# વિશ્વમાં પૃથ્વી સિવાય બીજે જીવનની શકયતા છે?

ડૉ. યશવંત ગુ૦ નાયક

**સૂર્યમંડળમાં** પૃથ્વી એક વિશિષ્ઠ સ્થાન ભોગવે છે. વળી દૂરબિન અને બીજાં ઉપલબ્ધ સાધનોથી વિશ્વનું જે અવલોકન થઈ શક્યું છે તે ઉપરથી પણ એમ માલૂમ પડે છે કે પૃથ્વીના જેવી પરિસ્થિતિ ભોગવતો બીજો ગ્રહ વિશ્વમાં બીજે અસ્તિત્વ ધરાવતો હોય તે બહુ સંભવિત નથી. આ હકીકત સાચી છે એમ માનવાને ઘણાં વૈજ્ઞાનિક કારણો છે, આથી એમ પ્રતિપાદન થઇ શકે છે કે જીવનને માટે જે અનુકૂળ પરિસ્થિતિ જોઈએ તે આપણી પૃથ્વી સિવાય ઇતર કોઈ ઠેકાણે સંભવિત નથી. જીવનને ધારણ કરનાર પૃથ્વી વિશ્વમાં એક અલૌકિક પદાર્થ છે એમ જ કહી શકાય.

જીવનને માટે પૃથ્વી ઉપરની ભૌતિક પરિસ્થિતિ કેટલી રીતે અનુકૂળ છે તે તરફ દૃષ્ટિપાત કરીએ તો પણ એમ લાગ્યા વિના રહેતું નથી કે જીવન અન્યત્ર સંભવિત નથી.

(૧) પૃથ્વી એક જ એવો ગ્રહ છે કે જેના ઉપર કાર્બન (કોલસા)નું તત્ત્વ પૂરતા પ્રમાણમાં છે. દરેક જીવંત વસ્તુનાં અંગોની રચનામાં કાર્બન એક મહત્ત્વનું અંગ છે. માણસ, પશુપંખી, જીવજંતુ અને વનસ્પતિ એ દરેકમાં કાર્બનનું તત્ત્વ એક અથવા બીજે રૂપે રહેલું છે. વિશ્વની અંદર રહેલા અનેક તારાઓનું તથા સૂર્યમંડળના બીજા ગ્રહોનું શાસ્ત્રીય અવલોકન એમ બતાવે છે કે એ સર્વમાં કાર્બનનું તત્ત્વ નથી અથવા નહિ જેવું જ છે.

(૨) પૃથ્વીનું સૂર્યથી અંતર પણ એટલું યથાસ્થિત છે કે જેથી તેના ઉપર જીવનને જોઇતી ગરમી અને ઠંડીના ફેરફારો થાય છે. ૪૦ થી ૪૨° સેન્ટિગ્રેડ ( અથવા ૧૩૦ થી ૧૩૫° ફેરનહિટ ) જેટલા ઉષ્ણતામાનથી વધુ ગરમી પૃથ્વીના કોઈ પણ ભાગ ઉપર પડતી નથી. એથી વધુ તાપમાં જીવન સંભવિત નથી. એ જ પ્રમાણે અતિ ઠંડકમાં પણ જીવન સંભવિત નથી. બુધ અને શુક્ર જેવા ગ્રહો સૂર્યથી ઘણા નજીક હોવાથી એના ઉપર અતિશય તાપ લાગે છે. વળી એ ગ્રહોની એક જ બાજુ હંમેશાં સૂર્ય તરફ રહેતી હોવાથી એમની એક બાજુ અતિ ઉષ્ણ રહે છે અને બીજી અતિ ઠંડી રહે છે. આમ એ ગ્રહોની બન્ને બાજુ જીવનને માટે નકામી થઇ પડે છે.

પૃથ્વીથી દૂર રહેલા ગ્રહોમાં મંગળ સિવાય બીજા ગ્રહો ઉપર અતિ ઠંડક રહેતી હોવાથી જીવન શક્ય નથી. મંગળના ગ્રહ ઉપર પૃથ્વીના કરતાં વિશેષ ઠંડક છે, પરંતુ બીજી પરિસ્થિતિ લક્ષમાં લેતાં ત્યાં પણ જીવન સંભવિત નથી ખાસ કરીને કાર્બન તત્ત્વનો અભાવ મંગળ ઉપર જીવનની શક્યતાને નકારે છે.

(૩) પૃથ્વી ઉપર પાણી અને હવા એ બન્ને પણ માફકસર પ્રમાણમાં આવેલાં છે. હવામાં જીવનને જરૂરી તેટલો ઑક્સિજન અને નાઇટ્રોજન પણ રહેલો છે. બીજા ગ્રહોની ઉપરના વાતાવરણનું અવલોકન કરતાં માલૂમ પડે છે કે પૃથ્વીના જેવું વાતાવરણ ભાગ્યે જ કોઈ ઠેકાણે હોઇ શકે. કદાચ મંગળ ઉપર એવું વાતાવરણ હોય પરંતુ તેમાં પણ કાર્બન ડાયૉકસાઇડ નામના વાયુનો અભાવ એમ સૂચવે છે કે ત્યાંનું વાતાવરણ જીવનને અનુકૂળ નથી. પૃથ્વી ઉપર હવામાં જરૂર પૂરતો કાર્બન ડાયૉક્સાઇડ વાયુ પણ રહેલો છે. ચંદ્ર, બુધ, શુક્ર, શનિ અને બીજા દૂરના ગ્રહો ઉપર પાણીનું અસ્તિત્વ નથી એમ માલૂમ પડે છે. મંગળ ઉપર વાદળો અને બરફ હોવાનો સંભવ રહે છે. ચંદ્ર ઉપર વાતાવરણનો બિલકુલ અભાવ છે. આથી ચંદ્રમાં જીવન હોય એ તો તદ્દન અશક્ય છે.

(૪) પૃથ્વી ઉપર વાતાવરણ અને તેમાં રહેલા ઓજોનને લીધે સૂર્યનાં તેજનો જીવનવિનાશક ભાગ શોષાઈ જાય છે. પારજાંબલી કિરણો અને ઉષ્ણતાનાં કિરણો વાતાવરણમાં

શોષાઇ જાય છે. જો એ કિરણો સીધાં પૃથ્વી ઉપર આવતાં હોત તો પણ જીવનને ભસ્મીભૂત કરી મૂકત.

(૫) પૃથ્વી ઉપરનું ગુરુત્વાકર્ષણબળ પણ જીવંત વસ્તુના પ્રત્યેક અંગને સમતોલ રાખવામાં અનુકૂળ છે. જો ગ્રહ ઘણો મોટો હોત તો તેના ઉપર ગુરુત્વાકર્ષણનું બળ એટલું બધું થઈ જાત કે આપણા શરીરનાં અંગોને ટટાર રાખતાં તત્ત્વો ભાંગીને ચૂરો થઇ જાત. જો ગ્રહ ચંદ્ર જેટલો નાનો હોત તો જીવંત પ્રાણીઓની એકમેકની ગતિ અને તેને લીધે થતા અકસ્માતો પણ વિઘાતક થઈ પડત.

ઉપરની સર્વ હકીકતો લક્ષમાં લેતાં એમ સમજાય છે કે પૃથ્વીના જેવું જ વાતાવરણ *જલાવરણ અને ઘનાવરણ ધરાવતો કોઈ બીજો ગ્રહ હોય, તે ગ્રહ તેના સૂર્યથી યોગ્ય* અંતરે આવેલો હોય, તે ગ્રહ ઉપર પૃથ્વીનું દરેક તત્ત્વ હોય, તેના વાતાવરણમાં ઓક્સિજન અને નાઈટ્રોજન વાયુ યોગ્ય પ્રમાણસર આવેલા હોય, અને તે ગ્રહનું ગુરુત્વાકર્ષણબળ પૃથ્વીના જેટલું લગભગ હોય તો ત્યાં જીવનની શક્યતા રહે છે.

અનેક વેધશાળાઓમાંથી બહુ શક્તિશાળી દૂરબિનો વડે અવલોકતાં એવું માલૂમ પડે છે કે જે તારામંડળમાં આપણો સૂર્ય છે તેમાં સૂર્યના જેવું ગ્રહમંડળ જણાતું નથી. ગયે વર્ષે એકબે તારા ઉપર ગ્રહો હોય તેવું જણાયું છે, પરંતુ તે ગ્રહોની પરિસ્થિતિ કેવી હશે તે કહેવું મુશ્કેલ છે. વિશ્વમાં બીજાં પણ અસંખ્ય તારામંડળો છે, છતાં તેમાં પણ ગ્રહમંડળ ધરાવતા તારાની શક્યતા બહુ જ ઓછી છે.

દરેક તારો એ નાનોમોટો સૂર્ય છે. એ તારાઓ એકમેકથી પ્રચંડ અંતરે રહેલા છે. નજીકમાં નજીક બે તારા વચ્ચેનું અંતર ૨ થી ૩ પ્રકાશવર્ષ * જેટલું એટલે કે ૧૧૬૦૦ થી ૧૭૪૦૦ અબજ માઈલ જેટલું હોય છે! એવું માનવામાં આવે છે કે આવી રીતે અવકાશમાં વિખેરાયેલા તારાઓમાંથી એક કાળે આપણો સૂર્ય બીજા તારાની ઘણો નજીક આવી ગયો હતો. અને પરિણામે સૂર્યમાંથી ઉષ્ણ વાયુના મોટાં ભરતીનાં મોજાં આવ્યાં હતાં અને તે સૂર્યથી વિખૂટાં પડી જતાં તેમાંથી ગ્રહો પેદા થયા. આવી રીતે બે તારાઓ એકમેકની નજીક આવે તેવો બીજો અકસ્માત એટલો વિરલ છે કે તેને માટે એકાદ દાખલો ઠીક પડશે. હિંદુસ્તાનની ભૂમિ ઉપર બે માખીઓ ગમે તેમ ફરતી હોય અને તે અકસ્માતે એક સ્થળે ભેગી થાય તેટલો જ સંભવ બે તારાને અકસ્માતે ભેગા થવાનો છે; અને ભેગા થાય તો તે બેની એકમેકની અસર સૂર્ય ઉપર થઈ તેવી જ થવાનો સંભવ તો તેથી પણ ઓછો છે. આમ છતાં ગ્રહો પેદા થાય તો તે ગ્રહો પૃથ્વીના જેવી જ પરિસ્થિતિને પ્રાપ્ત થાય એનો સંભવ તો ઘણો જ ઓછો છે. આવી ગણના આપણા તારામંડળથી સ્વતંત્ર આવેલાં અનેક તારામંડળોને પણ લાગુ પાડી શકાય. ટૂંકમાં, આપણે એમ કહી શકીએ કે કોઈ અગમ્ય કારણથી કુદરતે પૃથ્વીને વિશ્વના સર્વ પદાર્થો કરતાં અનોખી સ્થિતિમાં મૂકીને તેના ઉપર જીવન નિર્માણ કર્યું છે. સાગર જેવા અફાટ વિશ્વમાં પૃથ્વી રૂપી એક બિંદુ ઉપર વિચરી રહેલી જીવંત સૃષ્ટિમાં મનુષ્યરૂપી એક જીવકોટી આજે એ વિશ્વની સમસ્યા ઉકેલવા મથી રહી છે. જીવન, પૃથ્વી અને તેમનો વિશ્વ સાથેનો સંબંધ એ મોટી સમસ્યા છે.

* એક પ્રકાશવર્ષ અંતર એટલે એક સેકન્ડના ૧૮૬૦૦૦ માઈલના વડે જતું પ્રકાશનું કિરણ એક વર્ષમાં જેટલું અંતર કાપે તેટલું અંતર આશરે એક વર્ષમાં [illegible] માઈલનું અંતર કાપે છે.

સ્વદેશી. . . . . . સસ્તા. . . . . . સરસ

નેરોલની
લંગર છાપ
શાહી




ફાઉન્ટન પેનના
તથા
બ્લ્યુ બ્લેક આરલા
વાપરો.

અનેક મ્યુ. ઓફિસો, મીલો, શાળાઓ તથા સ્ટોરોમાં તેમજ આપણી દરેકે દરેક રાષ્ટ્રીય સંસ્થામાં વપરાય છે. તમારા સ્ટેશનરને નેરોલની શાહી માટે પૂછો:—

ધી નેરોલ એજન્સી ત્રણ દરવાજા—અમદાવાદ.
બ્રાન્ચ:—કાલુપુર દરવાજા બહાર, ગાંધીની લાઇનમાં.




ગુજરાતનાં
અનેક કુટુંબોમાં
વખણાયેલી અને જાણીતી થયેલી
ઓ. કે. ની
ચા વાપરો

એજન્ટસ: જહાંગીર બ્રધર્સ
સ્ટેશન સામે : અમદાવાદ.

## અનુક્રમણિકા



☆ ગ્રાહકોને : જેમનું લવાજમ લેણું બાકી છે તેમને તાકીદે મોકલવા વિનંતિ.



**For**

## Honesty, Service & Integrity

(1) The Commercial Mills Co, Ltd. Ahmedabad.

Fabrics combine Durability
Attraction & Fashion.

•

(2) The New Commercial Mills Co. Ltd. Ahmedabad.

Gopi Fabrics
Bears the Stamp of
Integrity, Quality, Strength & Colours.

•

(3) The New National Mills Ltd. Ahmedabad.

Nuna Fabrics
is
A Happy Blend
of
All that is
Superior, Durable & Fashionable.

•

(4) The Sentinel Assurance Co, Ltd. Bombay.

Shields you from risks Personal
AND
Those of Business

**Life & Fire,**
**Motor & Accident**

PURELY INDIAN CONCERNS
• INSIST ON OUR SERVICE •

પ્રકાશકઃ રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ જ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક: મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૨૮-૯-૪૪